કથાપરી ગ્રંથમાળા—૩

# કથાકલગી

સંપાદક

નટવર મૂ. વીમાવાળા



પ્રગટકર્તા

કથાપરી કાર્યાલય

આમલીરાન : : સુરત

## કથાપરી ગ્રંથમાળા

| | | |
|---|---|---|
| ૧ | કથાપરી | ૨॥ |
| ૨ | કથામણિ | ૨॥ |
| ૩ | કથા[illegible] | ૨॥ |



ગાંડીવ મુદ્રણાલય, હવાડિયો ચકલો, સુરતમાં નટવર મૂ. વીમાવાળાએ છાપીને કથા-પરી કાર્યાલય આમલીરાન, સુરત માટે પ્રગટ કરી :: ઈ૦ ૧૯૪૦ :: સં. ૧૯૯૬

# સાંકળિયું

# કથાવતરણ

ઇન્દ્રના નંદનવનમાં એ એક અપ્સરા હતી.

વાર્ષિક દરબાર હતો. સૌ અપ્સરાની હાજરી લેવાઈ. એ ગેરહાજર હતી. ઇન્દ્રે હુકમ કર્યો: તપાસ કરો.

તપાસ થઈ. એ ગાંડી જેવી પોતાના આવાસમાં બેઠી બેઠી ચિત્રો દોરતી હતી. ચિત્રો દોરવાની ને પૂતળાં ઘડવાની એને ધૂન લાગી હતી. નિજ કાર્યમાં એ રત હતી.

ઇન્દ્રે શાપ આપ્યો: તું કર્તવ્યભ્રષ્ટ થઈ છે. મૃત્યુલોકમાં પડ.

પણ આખું નંદનવન એનાં ચિત્રો ને પૂતળાં જોઈને મુગ્ધ થયું. સૌએ શાપના અન્ત માટે ઇન્દ્રદેવને પ્રાર્થના કરી.

ને ઇન્દ્રે અનુગ્રહ કર્યો:

કથા, મત્યુલોકમાં ગયે જ તારો છુટકો છે. મત્યુલોકમાં પણ તું પરી જ રહેશે—અપ્સરા જ મનાશે. તારો મોહ, તારું રૂપ, તારું આકર્ષણ, તારું પ્રાણબળ કશું ઓછું નહિ થાય. નાનાં મોટાં, સ્ત્રીપુરુષ, ઘરડાં, બાળક સૌની તું પ્રીતિ-પાત્ર રહેશે. સૌ તને ચાહશે. તારાં ચિત્રો ને તારી પ્રતિમાઓ જગતમાં સર્વત્ર આનંદ ફેલાવી રહેશે—મોહ પ્રગટાવી રહેશે. તારાં સર્જનોનું પ્રલોભન કોઈ ટાળી નહિ શકે. ને મત્યુલોકમાં પણ તું અમર રહેશે, શાશ્વત રહેશે, પરી જ રહેશે. સૌ કોઈ તને ચાહશે.

દેવદેવીઓ કહેવા લાગ્યાં: આ તે શાપ કે વરદાન ?

ને ત્યારથી એનું મૃત્યુલોકમાં અવતરણ થયું—કથાનામા અપ્સરાનું—

તે જ **કથાપરી** !

**ન. વી.**

---

‘કથાપરી’ પુસ્તકમાંની પહેલી વાતનો અતિ સંક્ષિપ્ત સાર.

**શાળામાંથી** ઘેર આવીને મંજુલાએ બારણું ઉઘાડયું, કે તરત ટપાલીએ બારણાં વચ્ચે ખોસી મૂકેલો પત્ર ટપ દઈને તેની સામે પડયો. પત્ર પર મંગેશના હસ્તાક્ષર જોતાં જ, પાંચ છ કલાકનો નોકરીનો શ્રમ એકદમ ઊડી ગયો. તેની મુખમુદ્રા પ્રફુલ્લિત થઈ ગઇ. પત્ર ફોડી એકદમ વાંચવાને તે અધીરી બની, તો પણ તેણે તે ફોડયો નહિ. શ્રમાંતે એકાદ ઉત્તમ મિષ્ટાન્ન મળી જાય, તો તરત ને તરત આપણે ખાઇ જતા નથી. હાથપગ ધોઈ, મોં સાફ કરી, શાંતિથી બેસીને તે ખાવામાં રસ પડે છે, તેમ પ્રિયતમનો આવેલો પત્ર ધાડધાડમાં વાંચવો, એ રસિકતાની અવગણના કરવા બરાબર જ હોય.

હાથપગ વગેરે ધોઇ આરસા સામે ઊભી ઊભી તે વાળ સમારતી જતી હતી અને મંગેશના પત્રમાં શું લખ્યું હશે તેનો તર્ક કરતી હતી. બે વરસ પહેલાં મંગેશ અને મંજુલા વચ્ચે અરસપરસ લગ્ન કરવાનાં વાગ્દાન અપાઇ ચૂકયાં હતાં. પરંતુ પૂરતા પૈસા એકત્ર થાય નહિ ત્યાં સુધી લગ્ન કરવાં નહિ એવો નિર્ધાર ઉભયે એકમતે કર્યો હતો.

મંજુલા સુરતમાં પોતાના મશિયાઇ ભાઈ મોહનને ત્યાં રહી એમ. ટી. બી. કોલેજમાં પહેલા વર્ષમાં અભ્યાસ કરતી હતી. તેનું અંગત સગું મોહન સિવાય કોઈ જ ન હતું, પણ તેની આર્થિક સ્થિતિ કોલેજના ખર્ચાળ ભણતરને પહોંચી વળે એવી ન હતી, તેથી પહેલા વર્ષનો અભ્યાસ પૂરો કરી ભણતર છોડી દેવાની તેને ફરજ પડી અને નાંદોદની શાળામાં શિક્ષિકા તરીકે જોડાવું પડયું.

કોલેજ જીવનના પહેલા જ વર્ષમાં મંજુલા અને મંગેશ વચ્ચે સ્નેહની ગાંઠ બંધાઈ હતી.

મંગેશે તે જ વરસે એલ. એલબી.ની પરીક્ષા પાસ કરી વકીલાત શરૂ કરી દીધી હતી. તેને આશા હતી કે હું વકીલાતમાં પૈસા કમાઇશ ને મંજુલાનો અધૂરો અભ્યાસ પૂરો કરાવીશ.

પણ એ વર્ષની પ્રેક્ટીસમાં તે કાંઈજ બચાવી શક્યો નહિ. પાછળથી તે ઠીક ઠીક કમાયો, ત્યારે તેણે મંજુલા પર પત્ર પર પત્ર લખ્યા અને લગ્ન માટે 'ના' કહેવાનું એક પણ કારણ રહેવા દીધું નહિ. તેથી આજના આવેલા પત્રમાં પણ ઉતાવળે લગ્ન કરી નાખવાનીજ વાત હશે,' એવી કલ્પના મંજુલા કરે એમાં કાંઈ નવાઈ જેવું ન હતું. એજ કલ્પનાથી તેના મુખ પર અસ્ફુટ સ્મિત જણાતું હતું. હવે મંગેશનો બહુ તાગ ન લેતાં તેના લગ્ન કરવાના વિચારને સંમતિ આપી દેવી—એવો નિશ્ચય તેણે મનમાં ને મનમાં કરી દીધેલો હોવાથી તેના સ્મિતમાં થોડી લાલી પણ મિશ્રિત થવા લાગી હતી.

વાળ વ્યવસ્થિત થયા પછી તે ખુરસી પર બેઠી અને નાજુક હાથે પત્ર ફોડવા લાગી. પત્ર ફોડ્યો. હંમેશાં કવરમાં ચારપાંચ કાગળ ભરેલા હોય ને આજે એકજ છે તે જોઈ તેને જરા આશ્ચર્ય લાગ્યું! અને તે ઉઘાડીને વાંચ્યા પછી તો તેના પર વજ્રાઘાતજ થયો! તે પત્ર હતો મંગેશનોજ, પણ તેમાં લગ્નની ઉત્સુકતા, રીસામણાંમનામણાં, ચીડવવું વગેરે કાંઈજ ન હતું. "મારો પ્રેમ એક મોહિની સાથે જોડાયો છે, માટે તારી સાથે મારાં લગ્ન થવાં શક્ય નથી. ગત કાળમાં થએલી વાતચીત અને

સ્નેહસંબંધ વગેરે સઘળું હવે તું વિસારી દેજે."
આવી ભયંકર હકીકત હતી! રમ્ય અને શીતલ જ્યોત્સ્નાની અપેક્ષા કરી બહાર આવવું અને નિરભ્ર આકાશમાંથી અચાનક અંગ પર વીજળી પડે એવી અવસ્થા મંજુલાની થઈ. ક્ષણભર તો તેની અક્કલજ બહેર મારી ગઈ. દસપંદર વાર તેણે તે પત્ર ફરી ફરીને વાંચ્યો પણ તે કાળી લીટીઓમાંથી તેનો તેજ અર્થ નીકળ્યો. પાકીટ જોયું, તેના પરની છાપ જોઈ, તારીખ વાંચી. પણ તેમાંથી કાંઇ નવું નીકળ્યું નહિ. કોઇ વાતનો ખુલાસો જાણવાને આપણે અતિ આતુરતાથી કોઇને પ્રશ્ન પૂછીએ અને તે તેનો ખુલાસો ન કરતાં માત્ર હકાર કે નકારનો ઉત્તર આપી ટૂંકામાં પતાવી દે, તો આપણને જેવી ચીડ ચડે તેવીજ ચીડ મંજુલાને પત્ર વાંચીને ચડી.

પ્રત્યક્ષ લગ્ન થયાં ન હતાં, તો પણ સહવાસથી અને એકમેકના ઉત્કટ પ્રેમથી મંજુલાનો જીવ મંગેશથી જુદો રહ્યો ન હતો. તેનું હૃદય મંગેશના હૃદય સાથે ક્યારનુંય એકરસ થઇ ગયું હતું. આજે તે એકરસતા તૂટતી જોઈ તેનું મન તલતલ જેટલું તૂટી રહ્યું હતું. મંગેશની પ્રથમ ઓળખથી માંડીને તેના પ્રત્યેક સહવાસમાં ગએલી ક્ષણેક્ષણનું

સ્મરણ ચિત્રપટની પેઠે તેની નજર સામે આવવા લાગ્યું. આસપાસ સર્વત્ર અંધકાર હતો. તેનાં નયનો અશ્રુથી ભરાઇ ગયાં હતાં. છતાં તે ચિત્રપટ તેને સ્પષ્ટ જણાતું હતું. તેમાં તે એટલી નિમગ્ન થઇ ગઇ કે પોતાના પર થએલો આઘાત વિસરી જઇ તે પૂર્વનાં મીઠાં સંભારણાં સંભારી રહી હતી. પણ ચિત્રપટ અચાનક અદૃશ્ય થતાં પ્રેક્ષકની જે સ્થિતિ થાય છે તેવીજ સ્થિતિ તેની થઈ. પગ નીચેના આધાર નીકળી જતાં ઊંડે ને ઊંડે પોતે ઉતરતી જાય છે એમ તેને લાગ્યું. અને એકદમ ચમકી જઇ, આસપાસ હાથ લાંબા કરી, બચાવ માટે કંઇ પકડી લેવાને આધાર શોધવા જતાં પછડાઇ પડી. જીવતા-જાગતા સુખસ્વપ્નનો આટલો નિર્દય રીતે ઘાત થઇ શકે છે, એવું તેણે કદી જોયું કે સાંભળ્યું ન હતું—તે આજે પોતે અનુભવ્યું.

દીવાળીની રજા પડવાને પંદર દિવસ બાકી હતા. એ પંદર દિવસ તેને પંદર યુગથીએ આકરા લાગ્યા. રજા મળતાંજ તે સુરત પહોંચી. ત્યાં જઈ શું કરવું તે તેનાથી બિલકુલ નક્કી કરી શકાયુંજ ન હતું. મંગેશનો પ્રેમ પાછો ઝુંટી શકીશ એવી પણ તેને આશા રહી ન હતી. અને ખરૂં પૂછો તો મંજુલાને

પોતાની સ્પષ્ટ ઈચ્છા શું છે તેની સમજ પણ પડતી ન હતી. છતાં, એક વાર સુરત જઈ સર્વ માહિતી મેળવવી એમ તેનું મન તેને કહી રહ્યું હતું. તેથી જ તે ઉપડી. માથા પર અચાનક ઘા વાગ્યો હોય તો તેનું દુઃખ ખમ્યે જ છૂટકો. તે દુઃખમાંથી કંઇ છટકી શકાતું નથી. પણ એ ઘા કોણે ને શા માટે કર્યો એ સ્પષ્ટ જાણવામાં ન આવે ત્યાં સુધી મનનું સમાધાન થતું નથી.

સુરતના સ્ટેશન પરથી આજે મંજુલાને એકલાં જ ઘેર જવાનું હતું. પોતે સુરત આવે અને મંગેશ સ્ટેશન પર તેડવા આવે નહિ એવું અગાઉ કદી પણ બનેલું નહિ. તેથી ઘોડાગાડીમાં બેસતાં જ આંસુનો અવરોધ કરવા માટે તેને ઘણો પ્રયાસ કરવો પડ્યો.

મશિયાઈ ભાઇ મોહનના ઘરમાં જતાં જ તેણે પોતાની મુખમુદ્રા પૂર્ણ પ્રસન્ન રાખવાની ખબરદારી રાખી, જેથી મોહનને કે ઘરનાં કોઇને તેના દુઃખની ખબર ન પડે. મોહને હંમેશ પ્રમાણે મંજુલાનું સ્વાગત કર્યું અને કલાકેકમાં આમ તેમની ગપ્પાંગોષ્ટી પૂરી થતાં સૌ ભોજનને ન્યાય આપવા ઊઠયાં.

બીજે દિવસે સવારે ચા પીતાં પીતાં મોહન એકદમ બોલી ઊઠયો: "મંજુ, તારો પેલો મંગેશ

તો ભારે ઢીંચણીયો થઇ ગયો !"

મોહનનો સ્વભાવ કંઇ વિચિત્ર જ હતો. કોઇની મૃદુ ભાવનાનું આવાહન કરતાં, અથવા તેને ધક્કો દેતાં કંઇક પૂર્વ તૈયારી, કંઇક પ્રસ્તાવના કરવી જોઇએ એવી તેને ગતાગમ જ ન હતી. એ વાત મંજુલા જાણતી હતી, તો પણ આજનું તેનું બોલવું મંજુલાથી સહન થઈ શક્યું નહિ. ચાના ઘુંટડા જેમતેમ ઉતારીને મંજુલા બીજા ઓરડામાં જઇ સૂઈ ગઈ. પછી મોહન પાસે આવ્યો ત્યારે મંજુલાએ મંગેશની સઘળી હકીકત પૂછીને જાણી લીધી.

કેટલાક વકીલ મિત્રો તરફથી પ્રથમ મોહનને મંગેશ વિષેની બાતમી મળી હતી. એક દિવસ વિકટોરિયા ગાર્ડન પાસેના રેસ્ટોરાંમાંથી મંગેશ પાછો ફરતો હતો, તે વખતે બાગમાં તેને મોહન સામો મળી ગયો. પરસ્પર વાતચીત થતાં મંગે-શના મોંમાંથી દારૂની દુર્ગંધનો ભપકારો નીકળ્યો. તે પરથી મોહનને પાકી ખાત્રી થઇ કે વકીલોએ કહેલી વાત સાચી છે.

આ હકીકત જાણી મંજુલાનું મન અતિ ખિન્ન થઈ ગયું. મંગેશની પ્રથમ મુલાકાત પછી મંજુલા ને મંગેશનું જ્યારે જ્યારે મિલન થતું, ત્યારે ત્યારે તેણે મંગેશનું વર્તન નિર્મળ

અને સૌજન્યપૂર્ણ અનુભવ્યું હતું. આજે, તેજ મંગેશ વાગ્દત્ત વધુનો વિશ્વાસઘાત કરનાર અને મદિરાના ફંદમાં ફસાઈ જનાર નીવડયો !

મંજુલાને થયું કે જે થાય છે તે સારા માટેજ. મંગેશનું મન બીજી છોકરી તરફ વળ્યું તે ઠીકજ થયું, નહિ તો દારૂડીઆ પતિને પાને પડવું પડતે અને અનેક આપત્તિઓ ભોગવવી પડતે. બહારથી ઉદાત્ત લાગતા માણસો અંદરથી કેટલા હીન હોઇ શકે છે !

પેલી છોકરીની કે મંગેશના નવા બંધાએલા પ્રેમની માહિતી મેળવવાની ઉત્સુકતા હવે મંજુલાના મનમાં જરા પણ રહી નહિ. હવે તેને સુરતમાં રહેવું ઠીક લાગ્યું નહિ. પોતાની ખિન્નતા મોહનનાં ઘરનાંથી છૂપાવી રાખવી તેને અશક્ય થઇ પડી. પોતાને લીધે મોહનનાં ઘરનાંને દીવાળીના આનંદમાં વિઘ્ન નડે, એમ જાણી મોહન વગેરેનો અતિશય આગ્રહ હોવા છતાં તે નાંદોદ જવાને તત્પર થઇ ગઇ.

આગગાડીના ડબ્બામાં મંજુલાની સામેની બેઠક પર એક જુવાન સ્ત્રી બેઠી હતી. તેની પાસે બેઠેલો તરૂણ ગૃહસ્થ તેનો પતિ હશે, એમ મંજુલાને લાગ્યું. થોડા સમય પછી બંને વચ્ચે વાતચીત શરૂ થઇ.

યુવતીનું નામ વિદ્યુલ્લતા હતું. સાયણનું સ્ટેશન છોડયા પછી વિદ્યુલ્લતાએ પોતે પાડેલા ફોટા મંજુલાને બતાવવા કાઢયા. પ્રથમ તેણે પોતાની પેટી ઉઘાડી તેમાંથી એક ચામડાનું પાકીટ કાઢયું. તેમાંથી સાત ફોટા કાઢી તે મંજુલાને આપ્યા. તે ફોટા હાથમાં લેતાંજ મંજુલાનું ધ્યાન તે પરના નામ પર ગયું—'મન્મોહિની.' આ નામ વાંચતાંજ મંજુલાની છાતી ધડકવા લાગી. કારણ કે મંગેશે પોતાના પત્રમાં એજ નામની છોકરી સાથે લગ્ન કરવાનું લખ્યું હતું !

"આ કોનું નામ ?" કુતૂહલ ન રોકાવાથી મંજુલાએ તે બાઇને પૂછ્યું.

"એ તો મારૂંજ. પિયેરનું નામ છે." જરા હસીને તેણે કહ્યું.

"એમ ? હમણાંજ બદલાયું લાગે છે."

"હા." જરા શરમાઇને વિદ્યુલ્લતા બોલી અને તીરછી નજરે પોતાના પતિ સામે જોઈ રહી.

તેના પતિને પણ મંજુલાના પ્રશ્નથી હસવું આવ્યું.

"આ ફોટા કેવા પડયા છે ?" વિદ્યુલ્લતાએ પૂછ્યું. અને બરાબર બતાવી તેની સમજ આપવા મંજુલા પાસે તે જઇ બેઠી.

"આ મામાની બેબીનો છે. આ એક તળાવનો

છે. આ અમારા બાગનો છે." ઇત્યાદિ અનેક પ્રકારે તે વિગત આપી રહી હતી. મંજુલા પણ પ્રત્યેક ફોટો ગમી ગયા જેવું બતાવતી હતી. પણ આ સ્ત્રીનો અને મંગેશનો પ્રેમ જોડાયો શા રીતે અને હમણાં તે પ્રેમ તૂટી શા રીતે ગયો હશે તે તે મનમાં વિચારવા લાગી. ને એ વાત તેની પાસેથી કેવી રીતે કઢાવવી તેનો સતત વિચાર કરવા લાગી.

યોગ્ય તક ન સાંપડે, તો છેવટે સંકોચને સંકેલી લઈ આ બાઇને વિશ્વાસમાં લઇ સ્પષ્ટ ખુલાસો મેળવી લેવો એમ તેણે મન સાથે ઠરાવી દીધું.

સુદૈવે તેને જોઇએ તેવી તક સાંપડી ગઈ.

"તમે નાંદોદ રહો છો, તો સુરત કોને ત્યાં ગયાં હતાં?" થોડી વાર પછી વિદ્યુલ્લતાએ પૂછ્યું.

"સુરતમાં મારા મશિયાઇ ભાઈ મોહનલાલ રહે છે, તેમને ત્યાં હું ગઈ હતી. પણ ખરૂં કારણ નિરાળું જ હતું. મંગેશ મહેતા કરીને મારા એક દૂરના સંબંધી છે......તે માંદા હતા......"

એમ કહી વિદ્યુલ્લતાની મુખમુદ્રા તરફ તે બારીક નજરે જોવા લાગી. પણ તે પર કોઇ જ સમવિષમ ચિહ્ન જણાયું નહિ. તેને નવાઈ લાગી. થોડી નિરાશા પણ ઉત્પન્ન થઈ.

"હવે તેમની તબીઅત ઠીક છે ને ! શાની બિમારી હતી ?"

"તેમને વિષમ જ્વર લાગુ પડયો હતો." મંજુલાએ બીજો પાસો ફેંકયો. પણ તે પહેલા જેટલો જ નિષ્ફળ નીવડયો.

"હા બહેન, હમણા સુરતમાં વિષમ જ્વર ઘણાને લાગુ પડેલો સાંભળ્યો છે." પહેલાંની પેઠે અવિકારી મુખમુદ્રા રાખીને વિદ્યુલ્લતા બોલીઃ "અમારા પાડોશીના એકના એક જુવાન છોકરાને એ જ રોગ લાગુ પડયો છે; ત્રીજી વારનો સપડાયો છે. એ તાવમાં ઘણી સંભાળ લેવી પડે છે."

મંજુલા આશ્ચર્યચકિત થઈ ગઇ. તેને આ પ્રકરણનો અર્થ જ સમજાયો નહિ. આ તે કેવીક નવાઈ જેવી ગૈરી છે ? મેં આવા નાજુક વિષયના તારને છેડયો, પણ એના મનમાં જાણે કાંઈ જ નથી ! નહિ, નહિ ! એ અશકય છે ! હા, વખતે પોતાની પાસે બેઠેલા પતિને રખે કંઇ વહેમ પડે એ બીકે પણ આ વિલક્ષણ નાટક તે ભજવી રહી હોય ! હા. એમજ હોવું જોઇએ. તે વગર હૃદયમાંનો ભાવ આટલો દાબી રાખવો એ કોઈ પણ યુવતીને માટે શકય નથી.

કીમના સ્ટેશને તેમની બેઠકની પાસેનો ભાગ

ખાલી થયો. તે જોઇ વિદ્યુલ્લતાનો પતિ બે ત્રણ બગાસાં ખાઇ બોલ્યો: "હું પેલી ખાલી પડેલી જગા પર જઈ સૂઇ જાઉં છું." એટલું કહી તે ત્યાં જઇ સૂતો.

હવે આ તકનો લાભ બરાબર લેવો જોઇએ એમ મંજુલાએ મનમાં નક્કી કર્યું.

"તમે મંગેશને ઓળખો છો?" તેણે હિમ્મતભેર પૂછ્યું.

"કયો મંગેશ?"

"પેલો મંગેશ મહેતા? વચ્ચે........"

"હું હું! તમે જેના વિષમ જ્વરની વાત કરતાં હતાં, તે? ના રે બહેન, મેં તો કોઇ દિવસ તેનું નામે સાંભળ્યું નથી. કેમ વારૂ?"

મંજુલા જવાબ આપતાં ગુંચવાઇ ગઈ. સફાઇથી ખોટું બોલવાની હિમ્મત તેણે આજ પહેલાં કદી કરી ન હતી. પણ આ તો જીવનના સુખદુઃખનો પ્રશ્ન હતો. હવે પીછેહઠ કરીશ તો જીવનભર પસ્તાવાનો વખત આવશે, એમ ધારી તેણે ધીરજ છોડી નહિ.

"એ તો એમ, કે પરમ દિવસે તાવ ખૂબ ભરાયો હતો, તે તાવમાં એ બડબડતો હતો કે: મોહિની મોહિની.

"હેં?" તે એકદમ વિસ્મિત ભાવે બોલી:

"કંઈક એવું જ હોય. કદાચ તે રોહિણી કહેતો હોય અને અમે મોહિની સાંભળ્યું હોય તો કોણ જાણે."

"હા. એમ જ હશે." વિદ્યુ એકદમ બોલી ઊઠી: "મેં તો તેનું નામ પણ સાંભળ્યું નથી."

"ત્યારે રોહિણી જ હશે. મને સાંભરી આવ્યું તેથી સહેજ પૂછી જોયું. ખોટું ન લગાડશો, હાં!"

"ના રે ના, એમાં ખોટું તે શું લગાડવાનું છે?"

અંકલેશ્વરનું સ્ટેશન આવ્યું. મંજુલા વિદ્યુને નમસ્કાર કરી આગગાડીમાંથી ઉતરી પડી, ને નાંદોદની ગાડી ઉપડવાની વાટ જોતી એક બાંકડા પર બેઠી. પણ તેના મગજમાં વિચારોની પરંપરા ચાલુ જ રહી. વિદ્યુના કહેવા પરથી તેને મંગેશ સાથે સંબંધ ન હતો તે સ્પષ્ટ હતું. ત્યારે આમ થયું કેમ? મોહિની કોઇ બીજી હશે? કે પછી મંગેશે મને થાપ દીધી હશે?

પણ થાપ દેવાનું કારણ શું? એ પ્રશ્ન પર મંજુલા વિચાર કરવા લાગી.

તેમાંથી તેના મનમાં એક વિચિત્ર શંકા ઉપસ્થિત થઈ કે એમ તો કદાચ ન હોય? હા, એમજ હોવું જોઇએ. મંગેશના સ્વભાવ સાથે એ તદ્દન મળતું આવે. અને કદાચ તેથી જ તેણે એવું લખ્યું હશે. જો એમ હોય, તો હું કેવી પાપી! ખરેખર,

કંઇ ગોટાળો થયો છે!

ને દારૂ?–દારૂનું વ્યસન તેને લાગ્યું એ ખરૂં હશે? મોહને પ્રત્યક્ષ જોયું હતું! પણ તેથી થયું શું? આવે વખતે પુરૂષને સંભાળવો એ સ્ત્રીનું કર્તવ્ય નહિ? પછી પુરૂષો સ્ત્રીજાતિનું હીણું બોલે તેમાં નવાઇ શી? સર્વ કાંઈ ઠીક ઠીક હોય, અને સુખી સંસાર ભોગવવાનો હોય તો જ તેની સાથે સંબંધ જોડવો અને સંકટના સકંજામાં સપડાઈ જવાનો સમય જણાય તો ડરી જઈ નાસી છૂટવું એમ જો સ્ત્રીજાતિ કરવા લાગશે, તો પછી બેચાર દાગીના અને આઠ દશ ઉત્તમ લુગડાં સ્ત્રીઓના અંગ પર ફેંકી "ઘરમાં પલંગ પર પડયાં રહો." એવું પુરૂષો કહે તો એમાં તેમની શી ચૂક ગણાય? નહિ, નહિ. એવું જીવન મંજુલાનું ન હોય.

મંજુલાએ આમ વિચારી નવો જ નિર્ણય કર્યો. નાંદોદ જવાનું માંડી વાળી સુરત જતી બીજી ટ્રેન તેણે પકડી અને સુરત ઊતરી, રજા દરમ્યાન કામ વગર નાંદોદમાં બેસી રહેવાથી ગમશે નહિ એવો વિચાર થવાથી પોતે પાછી આવી, એમ તેણે મોહનને કહ્યું. "કેવી ધૂની છોકરી!" આટલા શબ્દો સિવાય મોહને કશું જ કહ્યું નહિ.

બીજે દિવસે સવારમાંજ મંજુલા મંગેશને

ઘેર ગઈ. મંગેશને જરા આશ્ચર્ય લાગ્યા જેવું જણાયું અને તેના વર્તનમાં પારકાપણાનો ભાવ સ્પષ્ટ જણાયો, પણ તે અત્યંત વિવેકી તો હતું જ. કોઇ કુલીન સ્ત્રી સાથે રાખવું ઘટે તેવું તેનું વર્તન હતું. ચાપાણી થયા પછી મંગેશેજ એકદમ વાતની શરૂઆત કરીઃ "મારો પત્ર મળ્યો હતો?"

"હા" મંજુલાની દૃષ્ટિ એકદમ નીચી નમી ગઇ. શું અને કેવી રીતે બોલવું તે તે નક્કી કરીને આવી હતી. પણ તક આવે ત્યારે મન ડગી જશે કે શું? એવી તેને બીતિ લાગવા માંડી. તેની જીભ લથડવા લાગી અને કપાળ પર પરસેવો છૂટવા લાગ્યો.

"તે પત્ર પહોંચ્યા પછી તું અહીં આવે એવી મારી ઇચ્છા નહોતી."

"ને ખરેખર, હું આવવાનીજ ન હતી. પણ ગઇ કાલે પેલી મોહિની જ મને મળી ગઇ!"

"હેં? શું?" મંગેશે અત્યંત વિસ્મય પામીને પૂછ્યું.

જેટલી બારીકાઇથી વિદ્યુલ્લતાની મુખમુદ્રા પોતે નિહાળી હતી તેટલીજ બારીકાઇથી મંજુલા મંગેશની મુખમુદ્રા તરફ એકીટશે જોઇ રહી.

"તમે પત્રમાં મોહિની નામની છોકરી વિષે જ લખ્યું હતું ને? હજી મારી પાસે તે પત્ર છે. તે જ

મને મળી હતી."

"બને જ નહિ. મળે જ નહિ. અશક્ય છે !"

"અશક્ય કેમ ? તેનો ને મારો અચાનક મેળાપ થઈ ગયો. હું કંઇ તેને ખાસ શોધવા ગઇ ન હતી. મેં એવું હલકટપણું કર્યું હશે એવું તમને લાગ્યું........?"

"ના ના ! એવું મારૂં કહેવું નથી. પણ...નહિ નહિ. તેનો અને તારો મેળાપ શક્ય જ નથી."

"એટલે ? હું શું ખોટું કહું છું ?"

"ભલે કહેતી હો તો કહે........હા. તે શું કહેતી હતી ?"

"તેણે કહ્યું હતું કે અમારી થોડીક ઓળખાણ હતી. પણ હમણાં અમારી તૂટાતૂટ થઇ ગઈ છે. હવે તો અમે એકમેકને મળતાં પણ નથી."

તું તદ્દન જ ખોટું બોલે છે, મંજુલા !

"શું વાત કરો છો ? મારા પરથી પ્રેમ ઉતરી ગયો તો ભલે. પણ તે સાથે હું એટલી બધી નીચ હોઇશ એવું તમે કેમ માની લીધું ?"

મંજુલા પાલવ વડે આંસુ લૂછવા લાગી.

"નહિ, નહિ એવું નથી. પણ...પણ...પણ..." મંજુલાની વિકળતા જોઇને મંગેશ જાણે ગભરાયો.

"મેં આટલા નિશ્ચયપૂર્વક કહ્યું તેનું ખરૂં કારણ બીજું જ છે! મોહિની....હં...હં...લે ત્યારે. મોહિની નામની કોઇ યુવતી જ નથી. ને હશે તો હું તો નથી જ ઓળખતો!"

"હેં?"

મંજુલા ચમકીને બોલી, પણ એવી જ અટકળ-કલ્પના પોતાને આવેલી તેથી તેને ઘણો જ આનંદ થયો. તે તરત ઊઠીને મંગેશની નજીકની ખુરસી પર બેઠી, અને મંગેશને કહેવા લાગી: "મોહિની નામની કોઇ યુવતી નથી, તો પછી પત્રમાં ખોટું નામ લખી મને ફસાવવાનું શું કારણ, તે કહેશો?"

આ પ્રશ્નથી મંગેશ તદ્દન હતબુદ્ધ થઇ ગયો. જે વાત મંજુલાને કદી પણ ન કહેવાનો મંગેશે નિશ્ચય કર્યો હતો, ને પોતાને ભાન ન રહેવાથી તે કહેવાઇ ગઈ તેથી તે ભારે મૂંઝવણમાં પડયો. શો ઉત્તર આપવો તે તેને કાંઇ જ સમજાયું જ નહિ.

"તે કારણ જાણવાની મારી તીવ્ર ઇચ્છા છે! હું કાંઈ મારા અધિકારથી પુછું છું, એમ રખે માનતા. મારો અધિકાર તો તમે કયારનોય ઝૂંટવી લીધો છે. હું ફરીથી તે અધિકાર વિષે કંઇ કહીશ કે તમને પૂછીશ, એવી બીતિ રાખવાનું કાંઇ પણ

કારણ નથી. તેમજ હું ત્રાગું કરી તમારા સુખના માર્ગમાં આડી આવીશ, એવું તમે સ્વપ્ને પણ માનતા નહિ. તે છોકરીએ પોતાનું સાચું નામ કોઈ આગળ જાહેર કરવાની તમને મનાઇ કરી હોય, તો તેમ કહો. હું એક પણ શબ્દ ન ઉચ્ચારતાં ચાલી જઇશ."

"મંજુલા, તું તો બહુ જબરી." મંગેશ બોલ્યો: "તારી ચતુરાઇથી હું સપડાઇ ગયો એ નક્કી. પણ તેથી મને કાંઇ જ ખોટું લાગ્યું નથી. તને હું સઘળું કહું; પણ તે એક શરતે!"

"કબૂલ છે!"

"તારી સાથે મારાં લગ્ન થવાં શક્ય નથી!"

"પણ હું તે માટે તમને ક્યાં કહું છું?"

"સાંભળ ત્યારે. આજે એક વર્ષ થયાં મને દારૂનું વ્યસન લાગ્યું છે. એ વ્યસન કેવી રીતે કોટે વળગ્યું તે કહેવામાં કાંઇ માલ નથી. છેલ્લા છ મહિનાની અંદર હું તદ્દન દારૂનો દાસ બની ગયો છું. કમાણીના પૈસા ખૂટી પડયા ત્યારે તેમાંથી છૂટવાનો મેં પ્રયત્ન કર્યો, પણ મને લાગ્યું કે તે છોડવાને હું અસમર્થ છું. એક દિવસ પણ દારૂ ન મળે તો મને ચેન જ પડે નહિ. આ સ્થિતિ જ્યારે મારા ધ્યાનમાં આવી,

ત્યારે છેવટે મેં નિર્ધાર કરી તારા પર પેલો પત્ર લખ્યો. મારે લીધે તારા આયુષ્યની ધૂળધાણી કરવી એ મારાથી કેમ બને? તારા પર મારો પહેલાં જેટલો જ પ્રેમ કાયમ છે. પણ આ દુર્વ્યસનનો ભોગ હું થઈ પડ્યો છું ને હવે તેનો કાંઈ ઉપાય જ નથી. તારા પર હું પત્રમાં બધું સ્પષ્ટ જ લખવાનો હતો, પણ તને મારા વ્યસનની વાત માલમ નથી, એ હું જાણતો હતો. તેથી મેં 'બ્રાન્ડીની બોટલ'ને માટે 'મોહિની' એવી દ્વિઅર્થી શબ્દરચના ઊભી કરી હતી. એથી મારી ધારણા પાર પડશે એવી મારી ખાત્રી હતી. થોડા દિવસ પર તું સુરત આવ્યાના સમાચાર મને મળ્યા હતા. પણ તું મારે ત્યાં આવી નહિ, ત્યારે મારી યુક્તિ સફળ થઈ એમ જાણી મને આનંદ થયો હતો. પણ આજે તો તું બીજે જ દાવ રચી અહીં આવી, ને હું સપડાઈ ગયો."

મંજુલાએ પણ પત્ર મળ્યો ત્યારથી આજદિન સુધીમાં જે જે બીના બની ગઈ તે તે વિગતવાર મંગેશને કહી સંભળાવી.

થોડા સમય સુધી મંગેશ મૌન રહ્યો. જાણે શૂન્ય મનથી ભીંતે જોઈ રહ્યો. મંજુલા તેના મુખ પરના ભાવ સૂક્ષ્મ નજરે નિહાળી રહી.

"મેં જે કર્યું તે વાજબી જ કર્યું છે એમ તને નથી લાગતું?" મંગેશે કેટલાક વિચારને અંતે પૂછ્યું.

"ના, નથી લાગતું." મંજુલાએ તરતજ ઉત્તર આપી દીધો.

આ વિષય પર કંઈ નહિ બોલવાની શરત થઈ હતી, તેથી હવે કાંઇ પણ નહિ બોલતાં જવું પડશે એવી મંજુલાને બીતિ લાગવા માંડી હતી, તે આ પ્રશ્નથી દૂર થઈ; તેને ઘણો જ આનંદ થયો.

"થોડુંક દારૂનું વ્યસન લાગ્યું તેમાં તે શું લૂંટાઈ ગયું?" મંજુલા બોલી.

મંગેશ આશ્ચર્યથી મૂઢ થઈ મંજુલા તરફ જોઇ રહ્યો. તેને પોતાના કાન પર વિશ્વાસ જ બેસે નહિ. નહિ છૂટે એટલી હદે દારૂનું વ્યસન મને લાગ્યું છે એમ પોતે મોઢે કબૂલ કર્યું, છતાં મંજુલા લગ્ન કરવાને તૈયાર છે, એનો અર્થ શો?

"મંજુલા, તું જે બોલે છે, તે વિચાર કરીને બોલે છે કે?"

"હું સંપૂર્ણ વિચાર કરીનેજ બોલું છું. તમે મને પૂછો તો હું કહું છું, કે તમારૂં દારૂનું વ્યસન કદાચ નહિ છૂટે, તો પણ મારૂં મન તમારા પરથી

કદી પણ ચલિત નહિ થાય. અને આપણા સંસારમાં કાંઇ પણ ઉણપ છે એવું પણ મને નહિ લાગે."

"મંજુલા, મને લાગે છે, કે તું હજી કવિતા-ઘેલી કૉલેજકન્યા જ રહી છે. બે વર્ષ થયાં શિક્ષિકા છે, તો પણ સંસાર માત્ર પ્રેમ પર ચાલતો નથી, તેને માટે પૈસા જોઇએ છે, એ વાત તારા ધ્યાન બહાર હોય એમ લાગે છે."

"તેવું કાંઇ જ નથી. મને તેની પૂરેપૂરી કલ્પના છે. આપણને જોઇતા પૈસા મળી જ રહેશે તેની મને ખાત્રી છે. મને મારી નોકરીમાં સારા ચાન્સ મળશે જ, પણ એટલો લાંબો વિચાર કરવાની જરૂર જ શી છે? આવતી કાલે કાંઇ અકસ્માત થયો તો?—એના જેવો આ વિચાર છે. પોતીકા માણસ માટે સઘળું સહન કરવાની ફરજ છે, એટલું જ હું તો જાણું."

મંગેશ વિચારમાં ગરક થઇ ગયો.

છેવટે મંજુલા ખુરસી ઉપરથી ઊઠી અને બોલી: "હું કાંઇ જ બોલીશ નહિ એવું વચન આપ્યું હતું. પણ તમે જ પૂછવા લાગ્યા તેથી મેં કહ્યું. અને એટલા માટે જ કહું છું કે જો એ જ કારણ હોય તો મારે કાંઇ કહેવું નથી. પણ આટલા ખાતર જ મને તજી, એ ખ્યાલે મને તો

મરણ પર્યંત દુઃખ થશે.....વારૂ.....ત્યારે હું જાઉં ?"

"મંજુલા, આમ આવ." મંગેશે તેને બોલાવી, પણ તેની નજર મંજુલા તરફ ન હતી. તે ચળવિચળ જણાવા લાગ્યો. મંજુલા ખુરસી પાસે ઊભી રહી.

"મને ફક્ત આઠજ દિવસની મુદત આપશે ?"

"જરૂર. મુદતને હું એટલું ગહત્વ આપતી નથી. જ્યારે કહેશો ત્યારે હું.........મને ચાલશે."

"ત્યારે આઠ દિવસ થોભી જા. હું નક્કી વિચાર કરીને ખુલાસો કરીશ." ઘેર પાછી જતાં મંજુલાના મુખ પર વિલક્ષણ પ્રસન્નતા જણાતી હતી. આજે જાણે જંગ જીત્યો હોય એવું તેને લાગતું હતું. અત્યાર સુધી તો તેણે ફેંકેલા પાસા કારગત નીવડ્યા હતા.

માર જીવનનો નાશ થાય નહિ તેટલાજ માટે મંગેશે પત્રમાં ખોટું લખ્યું હોય, તો તેના હૃદયની ઉદાત્તતા ખરેખર અદ્વિતીય ગણાય અને જે માણસ પર વિજય મેળવવો હોય તેના મન પર આપણા હૃદયની તેટલીજ ઉદાત્તતા અને તેટલી જ ગૃહસ્થાઇની છાપ બેસાડવામાં આવે તોજ તે શક્ય બને, એ વાત મંજુલાના ધ્યાનમાં હતી. અને તેથીજ પોતાનો આટલો વિજય થયો એમ

તેને લાગતું હતું. એટલુંજ નહિ પણ મંગેશનું દારૂનું વ્યસન છોડાવવાને પણ પોતે શકિતમાન થશે એવા સ્વપ્નાં પણ તે સેવવા લાગી. પહેલી મુલાકાતમાં પોતાને કલ્પનાતીત યશ મળ્યો તેથી તે આનંદમાં હતી.

*

પણ બીજે દિવસે સવારે તે પાછી મંગેશને ઘેર ગઈ, ત્યારે તેનો આનંદ એકદમ ઓગળી ગયો. મંગેશે ટેબલ પર બ્રાન્ડીની એક બાટલી મૂકેલી હતી અને તેની પાસે એક દારૂ ભરેલો ગ્લાસ હતો. તે જોતાં મંજુલાનો આત્મવિશ્વાસ ડગમગી ઊઠયો અને તેની ખિન્નતા પરાકાષ્ઠાએ પહોંચી. એકજ દિવસમાં દારૂનું વ્યસન છૂટી જશે એવું માની લે એટલી તે ગાંડી ન હતી. પણ આજે તેણે પ્રત્યક્ષ બ્રાન્ડીની શીશી અને દારૂ ભરેલું ગ્લાસ જોયું, તે પરથી તેને લાગ્યું કે હું મંગેશને દારૂનું વ્યસન છોડાવવાની આશા રાખું છું તેનો આ જવાબ લાગે છે. મંગેશને પોતાના વ્યસનનો પશ્ચાતાપ થતો નથી એનો આ પુરાવો છે. મંજુલાના મનમાં પાનખર ઋતુનું પ્રાબલ્ય હતું પણ મંગેશને બતાવવા તેણે મુખ પર વસંત ઋતુનો ભાવ ખીલવ્યો. જાણે પોતે બોટલ ને ગ્લાસ જોયાં જ નથી.

ચારપાંચ દિવસ મંજુલા ત્યાં એજ સમયે જતી અને એની એજ સ્થિતિ જોતી–ટેબલ પર બાટલી મૂકેલી હોય અને દારૂનો ગ્લાસ ભરેલો હોય. જ્યારે હું દુર્વ્યસન ટળાવવાના પ્રયત્નમાં છું ત્યારે મંગેશ દારૂને છૂપાવવા જેટલો પણ પ્રયત્ન કરતો નથી, જાણે પોતાને ખીજવવાનું કરતો હોય એમ તેને લાગ્યું. એટલું જ નહિ પણ વ્યસન છોડાવવાની આશા નિષ્ફળ જશે કે શું એવી બીક વધતી ગઇ.

*

આજે આશ્વિન વદિ અમાવાસ્યા હતી. ટેબલ પર બાટલી ને ગ્લાસ મૂકવાનો મંગેશનો ક્રમ હજી ચાલુ જ હતો. આજે પણ મંજુલાએ તે ભયંકર બાટલી જોઈ હતી. રાતે સૂતી વખતે જીવનની અમવાસ્યા જ થશે એમ તેને લાગી ગયું. મંગેશ લગ્ન કરવા હા પાડે તો તેની સાથે લગ્ન કરવાનું તો તેણે ઠરાવ્યું હતું. પણ આખો સંસાર કાયમનો જ આવો અમાવાસ્યા સરખો રહ્યો તો શું થશે, એના વિચારમાં તેનું મન ભગ્ન થઇ ગયું. તે અચાનક ઊઠી અને બારી પાસે જઈ ઊભી રહી. ચોમેર દીવાળીનો આનંદ હતો. માત્ર મંજુલાના અંતઃકરણમાં અમાવાસ્યાનું આક્રંદ વ્યાપી ગયું હતું. એ સંતાપમાં તેણે મન સાથે નિશ્ચય

કરી દીધો, કે કાલે જો મંગેશના ટેબલ પર બાટલી જણાય તો લગ્ન થવાં અશકય છે એમ મંગેશને સ્પષ્ટ સુણાવી દેવું. આમ નિરાશાના વિચારવમળમાં તે સૂતી. પણ ઊંઘ તો તેને સવાર પડતાં જ આવી.

બીજે દિવસે સવારે સ્નાન વગેરેથી પરવારી તે મંગેશને ઘેર ગઇ. આજે આઠ દિવસની મહેતલ પૂરી થાય છે. આજે પોતાના ભવિષ્ય માટે અંતિમ નિર્ણય થઇ જવાનો છે, આજે જીવન એ અમાવાસ્યા થશે કે પ્રતિપદા એ ઠરાવવાનું છે! તે ઘરમાં દાખલ થઈ ત્યારે આવા આવા વિચારોને લીધે તેની છાતી ધડક ધડક થતી હતી. મંગેશ ઓરડામાં ન હતો, પણ પેલાં બાટલી ને ગ્લાસ સ્વસ્થાને જ હતાં. મંજુલા ખુરસી પર બેઠી અને ભયવિહ્વળ દષ્ટિએ પેલી બાટલી તરફ જોઇ રહી. તેના હોઠ થરથર ધ્રૂજતા હતા. તેમને ધટ્ટ દાબી રાખવા તે પ્રયત્ન કરતી હતી. પણ મસ્તકમાં હથોડાના ઘા વાગતા હતા, તેને અટકાવવા એ અસમર્થ હતી. તે હતાશ થઈ હાથ પર ગાલ ટેકવી બેઠી હતી. થોડી વાર પછી મંગેશ ત્યાં આવી પહોંચ્યો.

"મંજુલા, તું આવી? ચાલ, હું તારી જ રાહ

જોતો હતો. જો, મેં શું આણ્યું છે!" ગયે વર્ષે મંગેશના મુખ પર જે આનંદ દેખાતો હતો તેવો જ આનંદ આજે મંજુલાએ ફરી જોયો.

"શું આણ્યું છે?" એક પગ ખુરસી પર મૂકી અર્ધી ઊભી થઈ તેણે પૂછ્યું.

"આ જો—" મંગેશે ટેબલના ખાનામાંથી કીમતી, જડાવ સુવર્ણમુદ્રિકા કાઢીઃ "આજે હું તારું નામ બદલવાનો છું. જો, આ મુદ્રિકા પર શું કોતરાવેલું છે?"

હાથમાં વીંટી લઈ મંજુલા જોવા લાગી.

"મોહિની.'

મંગેશે મંજુલાના મુખ પર જે હાસ્યની અપેક્ષા રાખી હતી તે હાસ્ય જણાયું નહિ. તે ગભરાયલે ચહેરે મંગેશ તરફ ને મુદ્રિકા તરફ ટગર ટગર જોઈ રહી હતી. શું બોલવું એ જ તેને સમજાયું નહિ!

"આમ ગભરા નહિ." મંગેશે કહ્યું: "પેલી બાટલી જો. તેમાં તારા પ્રશ્નનો ઉત્તર છે. આજ આઠ દિવસ થયા મેં દારૂના એક ટીપાને સ્પર્શ સરખોયે કર્યો નથી!"

"હેં? શું...? ખરું...?"

"સોળેસોળ આની ખરું. તારા કસમ—" મંજુલાના બંને હાથ પોતાના હાથમાં લઈ તે

બોલ્યોઃ "આજે આઠ દિવસ થયાં આ બાટલી ખાસ અહીં જ મૂકી રાખી છે. અને દારૂભર્યો ગ્લાસ પણ મૂકી રાખ્યો છે. મેં એવો નિશ્ચય કર્યો હતો, કે જો હું આ કારમી કસોટીમાંથી પાર પડીશ તો હું તારે માટે લાયક ઠરીશ. નહિ તો લગ્ન કરીશ નહિ."

"તો પછી એ મને અગાઉથી કેમ કહ્યું નહિ ?"

"એવી ઇચ્છા થઇ તો હતી. એ દિવસ મેં મનને જીત્યું, ત્યારે ય તને એ કહેવાનો વિચાર થઇ ગયો હતો. પણ કદાચ મન પાછું ભ્રષ્ટ થઇ જાય તો તને નિરાશ થવાનો વખત આવે. ગઇ કાલે આઠ દિવસ પૂરા થયા ત્યારે મને ખાત્રી થઇ. ગઇ કાલે અમાવાસ્યા હતી. સંધ્યાકાળે મને લાગ્યું કે મેં મારા મન પર વિજય મેળવ્યો છે. એક મોહિનીને સ્થાને બીજી મોહિનીને કાર્તકી પ્રતિપદાએ સિંહાસનસ્થ કરવી એવું મેં ગઇ કાલે દિવસે-દીવાળીને નક્કી કર્યું !"

મંગેશની આંખોમાંથી સરસર પાણી વહેવા લાગ્યાં.

ને મંજુલાની પણ—!



રતનને ખાતર એનો પતિ કેદમાં ગયો હતો. તે જુવાન હતી. રૂપવાન હતી. પરંતુ પતિવિયોગે એનાં રૂપયૌવનને રોળી નાખ્યાં હતાં. પતિવિયોગે એ ગહન વિષાદમાં ગરકાવ થઈ ગઈ હતી ને એના સુડોળ શરીરના અણુએ અણુમાં એ વિષાદ વાસ કરતો હતો. ગામના બદમાસો—લફંગાઓની કુદૃષ્ટિ જ્યારે એના પર પડતી, ત્યારે એનું અંતર કકળી ઊઠતું. એની મનોવેદનાનો પાર રહેતો નહિ. જીવનમાં કારમી વેદના, વિષાદ ને વિડંબના પથરાઈને પડયાં હતાં, છતાં જીવનનો મોહ એના અંતરમાંથી ક્ષણભર માટે પણ દૂર થઈ શકતો નહિ. કોને થાય છે?

શિયાળાની સવાર હતી. સૂર્યોદય થઈ ચૂકયો હતો. પૂર્વાકાશમાં ચમકતા બાલસૂર્યનો પ્રકાશ જગત

પર ક્ષણે ક્ષણે વધી રહ્યો હતો. ઝાકળ વરસી રહ્યું હતું. સખત ઠંડી હતી. એક ખેતરને સેઢે બેસીને રતન ખડ ખરપની હતી. એકાએક એક ખેડૂત જવાન એક તરફથી આવીને મોં મલકાવતો, આંખો ઉછાળતો રતનની સામે ઊભો રહ્યો. રતન પરિસ્થિતિ સમજી ગઇ–યુવાનનો મનોભાવ સમજી ગઇ. પરંતુ એણે યુવાનની સામે નજર નાખી નહિ. ઊંધું ઘાલીને ખડ ખરપવાનું ચાલુ જ રાખ્યું.

'એઇ !'

રતને પોતાનું કામ ચાલુ જ રાખ્યું. મૂગી મૂગી ખડ ખરપતી જ રહી.

'કેટલા દિવસથી તારે માટે હું ઝંખી રહ્યો છું, તારી પાછળ પાછળ ઘૂમી રહ્યો છું. પણ તને તો મારી કંઇ પડી જ નથી ! તું નથી મારી સાથે બોલતી કે નથી સામે જોતી !'

રતનને ક્રોધ ચઢયો. પણ એ અનાથ હતી, પરવશ હતી, પરાધીન હતી. મૂગી જ રહી.

'કોઇને આમ સતાવવું, ટટળાવવું ઠીક નહિ. મારા જેવા ગરીબ પર જરા તો દયા રાખ !'

રતનનો લાલ ચહેરો વધુ લાલ બન્યો. મનમાં પ્રયત્નપૂર્વક દબાવી રાખેલો ક્રોધાગ્નિ આખરે વાણીદ્વારા ભભૂકી ઊઠયો. યુવાન સામે જોઈ તે બોલી: 'બેશરમ! તું કોની આગળ વાત કરે છે?

શું બકે છે તેનું કંઇ ભાનબાન છે? મને નધણિયાતી ધારી લીધી? રસ્તાની રખડતી ભિખારણ માની લીધી? કહું છું કે અહીંથી સીધો સીધો ચાલ્યો જા!'

'ઉંહ! ઉંહ! આટલો બધો ગુસ્સો?'

રતનના ક્રોધે વધુ આકરું સ્વરૂપ લીધું: 'નજર સામેથી હટી જા, ચંડાળ! નહિ તો ભારે પડશે. આભ ગજવીને આ ને આ ઠેકાણે બધી દુનિયા ભેગી કરીશ.'

'ઠીક, ઠીક. ગુસ્સે ન થા. લે, આ ચાલ્યો. જોઉં છું ક્યાં સુધી તારો મરડાટ રહે છે!' ક્રોધભરી નજરે રતન સામે જોઈ, મૂછો આમળતો આમળતો ને મલકાતો મલકાતો તે ચાલ્યો ગયો.

નિર્બળ ક્રોધે આંસુનું શરણ શોધ્યું. ઓઢણાના છેડામાં મોં છૂપાવી રતન ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી. વ્યથિત અંતરમાંથી એનું આશ્રયહીન નારીત્વ હાહાકાર કરી ઊઠ્યું.

રડી રડીને આંસુની ઓટ આવી, ને ચિત્ત કંઇક શાંત થયું ત્યારે આંખો લૂછીને કાપેલું ઘાસ એકઠું કર્યું. ઘાસની નાનકડી મોટલી બાંધી તેણે ઘરનો રસ્તો લીધો. પોતે કોનું શું બગાડ્યું છે? કોનું ક્યારે બૂરું ઇચ્છયું છે? તો પછી માણસો પોતાને નાહક શા માટે હેરાન કરે છે, પજવે છે, સતાવે છે–

આવા સવાલ તેના મનોખંડમાં આવીને ઊભા રહ્યા. એ સવાલોના જવાબ શોધવા તેણે બહુ બહુ વિચાર કર્યા, પરંતુ જવાબ ન જ જડયા. એનું માથું ભમી આવ્યું. માથામાં શૂળો ભોંકાવા લાગી. વ્યથા, વેદના ને વિચારોથી માથું બ્હેર મારી ગયું હતું. મગજમાંથી લાગણી, બુદ્ધિ ને સ્ફુર્તિએ વિદાય લીધી હતી. જડની માફક એ પંથ કાપી રહી હતી.

વિચાર, વેદના ને વ્યથાના ભારથી ચીરાતે હૈયે રતન ઘર નજીક આવી પહોંચી. દૂરથી ઘર પર નજર પડી ત્યારે એની અર્ધચેતનાવસ્થામાં ભંગ પડયો. ખડકીના બારણા આગળ આવી, સાંકળ ખખડાવી હાંક મારીઃ 'કાકી !'

વૃદ્ધ કાકીએ ખડકીનું બારણું ખોલ્યું.

'બહુ ઝટ પાછી ફરી, દીકરી ? કેમ, આજ ખડની મોટલી આટલી જ ?'

રતને કંઇ જવાબ ન દીધો. ખડકીમાં દાખલ થઈ બારણું બંધ કરી દીધું. ખડની મોટલી ઓસરીના એક ખૂણામાં નાખી વાડામાં દોડી ગઈ. અશાંતિ અને અકળ મૂંઝવણે એનું મન ઘેરી લીધું હતું. બેબાકળી બની વાડાને એક ખૂણે બેઠી. રતનને બેબાકળી ને વ્યગ્ર જોઇ ડોસીને આશ્ચર્ય થયું. તે ભાતભાતના તર્ક કરવા લાગી. રતનની પાસે જઈ, તેના મોંના ભાવ પર બરાબર

નજર કરી, ચિંતાભર્યા અવાજે બોલીઃ 'દીકરી, તારો જીવ કંઇ અકળાય છે? તને શું થાય છે? તું બેબાકળી કેમ બની ગઇ છે?'

'કંઈ નહિ, કાકી!' રતને ધીમા અવાજે જવાબ દીધો. તેના અવાજમાં અપાર વેદના હતી.

'તો પછી મોં ઊતરી કેમ ગયું છે? કોઈની સાથે તકરાર થઈ? કોઇ બોલ્યુંચાલ્યું?'

રતનની આંખમાં ઉલટેલાં આંસુ થંભી ન શકયાં. ઓઢણામાં મોં છૂપાવી આંસુ સારવા લાગી. રતનની પાસે બેસી, તેની પીઠ પર હાથ ફેરવતાં ફેરવતાં ડોસી બોલીઃ 'દીકરી, આમ રડ કાં? તને શું થાય છે? બોલ તો ખરી? આમ રડયે પાર આવે? જે બન્યું હોય તે બોલી દે, દીકરી!''

રતન ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી. ડોસીની આંખો પણ સજળ બની. રતનને ખેંચી, છાતી સરસી દાબી, ડોસી કહેવા લાગીઃ 'રડ માં, દીકરી!...મારા સમ રડે તો. ધીરજ ધર, ને જે બન્યું હોય તે કહે. તને રડતી જોઇને મારો જીવ બહુ અકળાય છે.'

થોડી વાર પછી, જ્યારે એનું ચિત્ત કંઈક શાંત બન્યું ત્યારે, દીર્ઘ નિસાસો નાખી રતન બોલીઃ 'આ કરતાં તો મરવું રૂડું છે. મને આ

જીવતર નથી ગમતું, કાકી! મારાથી સહન થતું નથી.'

'પણ બન્યું શું? વાત તો કર. આમ મોઘમ બોલે તેમાં શું સમજું?'

'હું પાલાભાઈના ખેતરને સેઢે ખડ ખરપતી હતી ત્યારે બોલ્યો નીચ કરસનિયો ત્યાં આવ્યો, ને ગમે તેવો લવારો કરવા લાગ્યો.'

ડોસીના હૈયામાં ચીરાડો પડી. તે ક્રોધભર્યા અવાજે બોલી: "ફાટીમૂઆનું નખ્ખોદ જાય! એ નીચને બીજું કાંઈ સૂઝતું જ નથી. પણ તેં એને કંઈ કહ્યું નહિ? માથામાં ઢેકું મારવું'તું ને!"

'મેં એને જતા રહેવાનું કહ્યું. એ ગાળો દીધી ને ધમકાવ્યો પણ ખરો. એ વખતે તેણે બકવાટ છોડી દીધો. પણ ઝાંસો દઈને જતો રહ્યો!'

'ઝાંસો દઈને? ફાટીમૂઓ ઝાંસો આપે છે એમ? શું કોઈને રેઢાંબેઢાં ભાળી ગયો છે? તું બેસ. હું એ નીચ પાસે જાઉં છું ને ગામમાં તેનો ધજાગરો બાંધું છું. એ તેના મનમાં જાણે છે શું? મૂઆ નફ્ફટની હમણાં જ ખબર લઈ નાખું છું!'

'નહિ, નહિ. રે'વા દ્યો કાકી! આ તો રોજનું થયું છે. કોની કોની સાથે તકરાર કરતાં ફરશો? તમે તમારે ઘેર બેસો. ક્યાં ય જવું નથી. મારા જીવતરમાં એવું જ લખાયું છે. વિધાતાના લેખ

કોઇ દિ કર્યો છે ?'

થોડી વાર સુધી વિચાર કરતી ડોસી મૂગી બેસી રહી. પછી બોલીઃ 'દીકરી, વાત સાચી. પણ હવે તું મારી, આ રાંક કાકીની વાત માને તો ઠીક. તું લૂગડાં નાખ—કોઇનું ઘર માંડે તો સારૂં. આપણે કોળીની જાત ! એમાં શરમ શેની ? બીજ-લને છૂટવાને હજી ઘણાં વરસની વાર છે. ત્યાં સુધી તારાથી આ રીતે દિ નહિ નીકળી શકે. દુનિયા બહુ ખરાબ છે. ગામના ઘણા લફંગાઓની તારી પર કુનજર છે. અને તું કયાંક ફસાઇ પડીશ તો તારૂં જીવતર બગડી જશે ને દુનિયા આપણી ઠેકડી કરશે. ગામમાં આપણું કોઇ નથી. દુનિયામાં ધણી વગરની બાઇની ઇજ્જત બચવી કઠણ છે. દીકરી ! કઠણ છે !" આટલું બોલી ડોસી રતનના મોં તરફ ટગર ટગર જોઇ રહી.

'તમે કહો છો તે ઠીક છે, કાકી ! પણ......'

'દીકરી, પણ બણની વાત છોડ. આમ જો, મારૂં કહેવું માન. કોઇનું ઘર માંડીશ તો આ રોજની બળતરામાંથી ઊગરીશ ને સુખી થઇશ. પછી કોઇ તારી પાછળ પાછળ ભમવાની હિંમત નહિ કરે. બીજલને હું સારી રીતે જાણું છું. જેલમાંથી છૂટયા પછી એ પણ તને કંઇ બોલશે નહિ. એના

જેવો ભલો માણસ કોઈ નથી દીઠો. હું તને વિનવું છું, દીકરી! મારું કહેવું માની જા!'

ગહન વિચારોમાં અટવાયેલી રતન જડની માફક બેસી રહી.

રાતે વાળુ કરીને રતન ખાટલા પર બેઠી હતી. એના મનમાં વિચારોનો વંટોળ ઊઠયો હતો. રાત અવિરત ગતિએ આગળ વધી રહી હતી. એને રતનના વિચારો જાણવાસમજવાની ફુરસદ ન હતી. અરધી રાત વીતી ગઇ. રતનની આંખમાંથી ઊંઘે વિદાય લીધી હતી. એની નજર આગળ ભૂતકાળનાં દશ્યો ખડાં થવા લાગ્યાં:–સરકારી ઉતારાના વિશાળ ચોગાનમાં માણસોની ઠઠ્ઠ જામી હતી. એક ખુરસી પર ફોજદાર બેઠો હતો. તેની બાજુમાં નાનામોટા અમલદારો બેઠા હતા. સિપાઇઓ એકઠા થયેલા માણસોને ઘરભેગા થવા ધમકાવી રહ્યા હતા. ફોજદારની ખુરસીની સામે સ્વચ્છ ચાદરથી ઢંકાએલી એક લાશ પડી હતી. લાશની બાજુમાં, માથું નીચું નમાવી રતનનો ધણી બીજલ બેઠો હતો. એના હાથપગમાં બેડીઓ હતી. એક બાજુ રતન બેઠી હતી. તેની આંખમાંથી શ્રાવણભાદરવો વરસી રહ્યા હતા. એ લાશ હતી. રતનને જબર-

જસ્તીથી ઊઠાવી જનાર એક રજપૂત જુવાનની. પોતાની સ્ત્રીને બળજબરીથી ઊઠાવી જનાર એ રજપૂત જુવાનની બીજલે હત્યા કરી હતી.

ભૂતકાળનું આ કારમું દશ્ય સંભારી રતનનું કાળજું કંપી ઊઠયું. તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. જે પતિ પોતાના પર વહાલનો વરસાદ વરસાવતો હતો, પોતાને માટે આટઆટલું કર્યું હતું, તેને દગો દેવો ઠીક ગણાય? નહિ, કદી નહિ. એ વાત સપને પણ ન બને! પણ શું, એ ખરેખર, દગો ગણાય? ગામના લફંગાઓ ને બદમાસો પોતાની ઇજ્જત લેવા તલપાપડ થઈ રહ્યા હતા. જિંદગી ચૂંથી નાખવા અધીરા થઈ રહ્યા હતા. બીજાનું ઘર માંડયા શિવાય રક્ષણનો અન્ય કોઇ ઉપાય સૂઝતો ન હતો. તેણે એક છાનું ધ્રૂસકું નાખ્યું. 'આમ જો, મારું કહેવું માન. કોઇનું ઘર માંડીશ તો રોજની આ બળતરામાંથી ઊગરીશ ને સુખી થઇશ. પછી કોઈ તારી પાછળ પાછળ ભમવાની હિંમત નહિ કરે. બીજલને હું સારી રીતે જાણું છું. જેલમાંથી છૂટયા પછી એ પણ તને કંઈ બોલશે નહિ. એના જેવો ભલો માણસ કોઇ નથી દીઠો. હું તને વિનવું છું, દીકરી! મારું કહેવું માની જા!' કાકીની આ શીખામણનું સ્મરણ થયું.

પતિના વિયોગથી એણે જે કંઈ ગુમાવ્યું હતું, તેનાથી થોડા-અતિ થોડા અંશની પૂર્તિ વૃદ્ધ કાકી દ્વારા મળી હતી. કાકી રતનને સગ્ગી દીકરી માફક રાખતી હતી. રતન પણ તેને જનેતા ગણી તેના પર અખૂટ વિશ્વાસ રાખતી હતી. કાકીની મમતાભરી વાતને એની બુદ્ધિ સ્વીકાર કરતી હતી, પરંતુ હૃદય સંકલ્પ-વિકલ્પમાં અટવાઈ પડયું હતું. અપાર વ્યથા ભોગવતી રતન મટકું માર્યા વગર સવાર સુધી ખાટલા પર બેસી જ રહી. !

[ ૨ ]

રૂખડ બીજલને જાતભાઈ હતો. તેને અને બીજલને સારો બનાવ હતો. બંને એકબીજાના સુખદુ:ખમાં સાથે ઊભા રહેતા. બીજલને સજા ઓછી થાય તે માટે તેણે ઘણા પ્રયત્નો કર્યા હતા. પોતાના ગજા પ્રમાણે તેણે પૈસા પણ ખરચ્યા હતા. પણ જશ ન મળ્યો. બીજલ જેલ ગયા પછી અવારનવાર રતન પાસે તે જતો ને ખબરઅંતર પૂછતો. પ્રસંગોપાત પૈસાની મદદ પણ કરતો.

રૂખડ ખેડૂત હતો. તેની પાસે ચાર બળદ, બે ગાય, ત્રણ ભેંસ, ચાર પાંચ નાનાં વાછરૂ ને એક ઘોડી હતી. ખેતીમાં ઉપજ સારી થતી હતી. જાતે

જુવાન હતો. શરીર કસાયેલું ને મજબૂત હતું. પૈસે-ટકે સમૃદ્ધ હતો. પણ એક વાતે દુઃખી હતો. યુવાનીમાં જ ઘરભંગ થયેલો તે, એકાકી જીવનથી કંટાળી ગયો હતો. ફરી વાર પરણવા માટે પ્રયત્ન કરતો હતો, પણ કોઇ ઠેકાણે ઝટ મેળ બેસતો ન હતો. રતનને જોઇ તેના અંતરમાં તોફાન ઊઠતું. રતન સાથે પરણવા તે ઝંખી રહ્યો હતો. પણ આ બાબતમાં જબાન ખોલવાનું સાહસ તે કરી શકતો નહિ. પ્રત્યેક વખતે અથાગ આશા લઇને રતન પાસે જતો. પરંતુ એ આશા કદી મૂર્ત સ્વરૂપ ધારણ કરી શકતી નહિ. પ્રત્યેક વખતે અથાગ આશા લઇને જતો, પણ નિરાશા લઇને પાછો ફરતો. પણ........

પણ એક દિવસ સાંજે, અખૂટ ને સજીવ આશા અંતરમાં ભરી તે રતનને મળવા ચાલ્યો. રતનને ઘેર પહોંચ્યો. ખડકીનું બારણું બંધ હતું. બારણા આગળ ઊભી હાક મારીઃ 'કાકી ?'

'કોણ બોલાવે છે, કાકી ?'

'અવાજ તો રૂખડના જેવો છે. જરા જઇને જોઈ આવું.' ખાટલા પરથી ઊઠી ડોસી ખડકીના બારણા આગળ ગઇ.

મોં પર ઘુમટો તાણી, ઘરમાંથી બહાર નીકળી રતન વાડામાં જઇને ઊભી. તેના અંતરમાં રૂખડ

માટે કૃતજ્ઞતા હતી અને એ કૃતજ્ઞતાએ શ્રદ્ધા જન્માવી હતી. રૂખડ માટે એના અંતરમાં ઊંડે ઊંડે મમતા હતી. રૂખડને જોઇ તે રાજી થતી. હંમેશ રૂખડના આગમનની રાહ જોયા કરતી. રૂખડને જોઈ તેના હૈયાના થડકારા વધી જતા

ડોસીએ ખડકીનું બારણું ખોલ્યું. રૂખડને દીઠો. આવકાર આપી ઘરમાં લઇ ગઇ. ઘરના આગલા ખંડમાં ખાટલો ઢાળી ડોસી બોલી: 'બેસો, ભાઈ. હમણાં તો તમે દેખાતા જ નથી !'

રૂખડ ખાટલા પર બેસતાં બોલ્યો: 'હમણાં ખેતરના કામમાંથી નવરાશ મળતી નથી. ને વળી એકલ પંડે કામ કરવાનું એટલે ધાર્યું આવી શકાય નહિ. ઠીક, બધાં છો તો મઝામાં ને, કાકી ?'

'હા, ભાઇ. તમારી મીઠી નજરથી અમે તો સદાય આનંદમાંજ છીએ. તમે તો આનંદમાં છો ને ?'

'મારી વાત પૂછો માં કાકી! આપદાનો પાર નથ. જેમ તેમ દિ કાઢી રહ્યો છું !'

'કેમ એમ બોલો છો ? તમને વળી શાની ફિકર વળગી ?'

દીર્ઘ નિસાસો નાખી કરૂણ અવાજે રૂખડ બોલ્યો: 'ભગવાને અનાજ ખૂબ આપ્યું છે, પણ

રોટલો ઘડી દેનાર કોઇ નથી. રાંધો તો ખાઓ, નહિતર ભૂખે મરો! એકલે પંડે આખો દિ બળદની જેમ કામ કરૂં છું ને રાતે ચૂલા પાસે બેસી આંખો ફોડું છું. આ જીવતરમાં મને જરાય સુખ નથી, કાકી! દિવસરાત ઉપાધિ, બળતરા ને વલોપાત!'

રતન વાડામાં ઊભી ઊભી રૂખડનાં વચનો સાંભળતી હતી. એનું હૃદય ભરાઈ આવ્યું. આંખમાં આંસુ છલકાઈ આવ્યાં.

ડોસીએ ગંભીરતાથી માથું હલાવી સહાનુભૂતિ-ભર્યા અવાજે કહ્યું: 'ભાઈ, તમારી વાત સાવ સાચી છે. બાઈમાણસ વગર ઘર નહિ, ને બાઇ-માણસ વગર મરદની જિંદગીમાં સુખ પણ નહિ. તમે બીજી વાર પરણતા કેમ નથી? આવા ડાહ્યા માણસ થઇને આમ કરો તે ઠીક લાગે? તમારે હવે ઝટ બીજી વાર લગન કરી નાખવાં જોઇએ.'

'કાકી, બીજી વાર લગન કરવાની મારી ના નથી, પણ કોઈ સારી બાઇ મળે તો ને?'

ડોસી થોડી વાર મૂગી રહી. વાત બરાબર પાટા પર ચઢી હતી. ડોસીએ મોકો જોઈ કહ્યું: 'ભાઇ, રતન સાથે લૂગડાં નાખો તો શું ખોટું......?' વાકય પૂરૂં કરતાં ડોસીના ગળામાં શરમની ખખરી બાઝી ગઇ.

ડોસીની વાત સાંભળી રૂખડના અંતરમાં આનંદનાં પૂર ઉમટયાં. તે બોલ્યોઃ 'ખોટું તો કંઇ નથી. પણ રતન રાજી છે?'

'હમણાં તો એ રાજી હોય તેમ લાગતું નથી, ભાઇ! પણ સમજાવીએ, મનાવીએ તો હા પાડે ખરી.'

'કાકી, એને સમજાવો ને રાજી કરો. તમારો મોટો પાડ માનીશ.'

'હું તો કહું છું કે લૂગડાં નાખે એમાં જ એનું ભલું છે. લફંગાઓ દિરાત એની પાછળ પાછળ ભમ્યા કરે છે. એલફેલ બોલે છે. રોજની આપદાથી અકળાઇને એ પણ બિચારી અરધી થઇ ગઇ છે. એના મોં પરથી નૂર ઉડી ગયું છે. બીજલને છૂટવાને હજી ઘણાં વરસની વાર છે. એટલે કોઇની સાથે ફરી ઘર માંડયા વગર એના જીવતરને સુખ નહિ મળે. કેટલા વરસ દુઃખી થઇ થઇને જિંદગી કાઢશે? ને, ભાઇ, અમારૂં કોણ છે? કાલે ઊઠીને તેને કોઇ લફંગાએ ફસાવી તો જિંદગી બરબાદ થઇ જાય. આ દુનિયામાં સતીયાનાં સત પણ ચળી જાય છે, તો અમારાં જેવાં પામર માનવીનું શું ગજું?'

'સાચું કહો છો, કાકી! દુનિયા ખરાબ છે, દુનિયામાં પોતાનું ભલું કરનારા તો બધા જ છે,

પણ પારકાનું—બીજાનું ભલું કરનારા બહુ ઓછા છે. દુનિયામાં ખૂરૂં કરનારનો તોટો નથી.'

'બેટા, રતન ?'

'હું !' વાડામાંથી અવાજ આવ્યો.

'રૂખડભાઈ માટે જરા ચા બનાવ તો ! ત્રણ પ્યાલા બનાવજે. આપણે પણ પીશું !'

રતન રાંધણિયામાં ગઇ. ચા બનાવી. એક પ્યાલો કાકી આગળ ને એક રૂખડ આગળ મૂકયો. રૂખડ આગળ ચાનો પ્યાલો મૂકતાં તેના હાથ ધ્રૂજવા લાગ્યા. રૂખડની નજર રતનના ગોરા મોં પર જ હતી બંનેની નજર એક થતાં રૂખડ આછું હસ્યો. રતન માથું નીચું કરી રાંધણિયામાં ચાલી ગઈ.

ડોસી બોલી: 'ભાઇ, ચારપાંચ દિવસથી તેનો જીવ અકળાય છે.'

'શાથી ?'

'કંઇ ખુલાસો કરતી નથી. કહે છે કે માથું ને શરીર ભારે ભારે રહે છે.'

'દવા લાવી આપું ?'

'ના, ના. દવાની કંઇ જરૂર નથી. ભાઈ, એને ચિંતાનો રોગ છે. દવાબવાથી એ સાજી નહિ થાય.'

'તમારી વાત બિલકુલ સાચી છે, કાકી!' લાંબો નિસાસો નાખી રૂખડ બોલ્યો: 'ચિંતાનો રોગ

વૈદની દવાથી મટતો નથી. એના જેવી ચિંતા બીજા કોઇને નહિ હોય. કેટલી દુબળી થઇ ગઇ છે?'

રાંધણિયામાં જઇને રતન જમીન પર ઢગલો થઇને પડી. તેના મનમાં વિચારોનું તુમુલ યુદ્ધ ચાલી રહ્યું હતું: 'ના, ના. એ ન બને. જે મારા પર આટઆટલું હેત રાખતો હતો, જેણે મારા માટે આટઆટલું કર્યું, તેને–તેને હું દગો ન આપી શકું !........'

ડોસી પાસેથી વચન લઇને રૂખડ ચાલ્યો ગયો.

ડોસીએ રાંધણિયામાં પ્રવેશ કર્યો.

'રતન !'

'હં !' ક્ષીણ સ્વરે રતન બોલી: 'નહિ, કાકી ! એ નહિ બને.'

'શું ?'

'તમે રૂખડને જે વાતની ખાતરી–વચન આપેલ છે તે.'

'ઠીક. તેં સાંભળી લીધું. પણ દીકરી, તું સમજ્યાવિચાર્યા વગર ના પાડી રહી છે. તારે સમજવું જોઇએ. વિચાર કરવો જોઇએ. હવે તું કંઈ નાની નથી.'

'નહિ, કાકી ! મેં સારી પેઠે સમજીવિચારી લીધું છે. એ મારાથી નહિ બની શકે–સપને પણ નહિ બને !'

'તો તારું જીવતર કેવી રીતે ચાલશે, દીકરી?'

'જેમ ચાલે છે એમ જ! કાકી, તમે એ વાત પડતી મૂકો એ વાત સાંભળીને મારાં રૂંવેરૂંવાં ઝળી ઊઠે છે.'

'નહિ, દીકરી! તું ભૂલે છે. દા'ડેદિએ તું બળી બળીને સુકાતી જાય છે. દુનિયામાં તારે સંતાઈ સંતાઈને ચાલવું પડે છે. ગામના લફંગા તારી પાછળ પડ્યા છે. તારું જીવતર સલામત નથી એનો તું વિચાર કર. રૂખડ જવાન છે. એના ઘરમાં પૈસા છે. સુખ ને સાહ્યબી છે. પણ આ વેળા એ બિચારો દુઃખી છે. તું મારું માની જા, દીકરી! એની સાથે તારું જીવતર સુખી બનશે.'

'નહિ, કાકી!' રતને મંદ સ્વરે કહ્યું.

'તને લફંગાઓની નજરમાંથી ઉગારવા ને સુખી કરવા બીજલ શું નહિ ઇચ્છતો હોય? જરા વિચાર કર, દીકરી! તારા મનમાં બીજલની બીક હોય તો કાઢી નાખ. તું તારા ભલા સામું જો."

રતનના હૃદયમાં ઝણઝણાટી વ્યાપી ગઈ. આંખોમાં આંસુની ભરતી ચઢી. આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી. ડોસીની આંખમાં પણ આંસુ છલકાઈ આવ્યાં.

ઘણી વાર સુધી કાકીભત્રીજી અબોલ રહ્યાં. ઓઢણાના છેડાથી આંખો લૂછી રતને રૂંધાયેલા

સ્વરે કહ્યું: 'કાકી !'

'હં ! દીકરી !'

'તમારી......મરજીમાં આવે...તેમ કરો......! હું, હું.........શું .....કહું ?......'

ડોસીનાં ઉદાસ ને નિસ્તેજ બનેલાં મોં પર જાણે વીજળી ચમકી ને ચાલી ગઇ.

[ ૩ ]

આખરે એક મંગળ ચોઘડિયે રતન રૂખડની બની ગઇ. ડોસીના માથા પરથી જવાબદારીનો જંગી બોજ ઊતરી ગયો. તેણે સુખનો શ્વાસ લીધો.

પોતાના નવા ઘરમાં પહોંચીને રતનને આનંદ તો ન થયો, પરંતુ ઘરધ્યા પહેલાંની દારૂણ સ્થિતિમાંથી છૂટકારો થવાથી તેને સંતોષ તો અવશ્ય થયો. ભૂતકાળ ભૂલાવા લાગ્યો.

રૂખડના આનંદની અવધિ ન હતી. એ સ્વસ્થ ને પ્રફુલ્લ થઇને ફરવા લાગ્યો. એનું ઉજ્જડ થયેલું ઘર ફરી વસ્યું. એનું બગડેલું- તૂટીફૂટી ગયેલું ગૃહસ્થજીવન સુધરીને સુસંગત બન્યું. એના ઉદ્યમી જીવનનો સૂકાઇ ગયેલો સુખપ્રવાહ ફરી પાછો સચેતન થઇને વહેવા લાગ્યો.

ઘણા માસ વીત્યા.

દાંપત્યજીવનમાં જે અતિ સહજ-સામાન્ય

ઘટના બને છે તે એક દિવસ બની. બંને વચ્ચે ખટરાગ પેદા થયો. વિરોધી ભાવનાઓ જાગી ઊઠી. ગૃહસ્થજીવનનું વૃક્ષ મૂળમાંથી છેક ઊંચી ડાળ સુધી કંપી ઊઠ્યું.

રૂખડ ઉદ્યમપ્રેમી ખેડૂત હતો. યંત્રની માફક તે કામ કરતો હતો. અને રતન પાસેથી પણ પોતાની માફક જ કામની આશા રાખતો હતો, પરંતુ રતન પોતાના પ્રથમ પતિ–બીજલ–ના રંગથી રંગાયેલી હતી. બીજલ ઉદ્યમી હતો; પરંતુ અનન્ય પ્રેમી પણ હતો. રતન મહેનત કરી શકતી હતી, પરંતુ યંત્રની માફક જડ બનવાની તેનામાં ધીરજ ન હતી. રૂખડના સ્વભાવમાં થોડી કર્કશતા હતી. રતનથી જ્યારે કંઈ ભૂલ થતી તે વખતે રૂખડ તેને સારી પેઠે ધમકાવી કાઢતો. કદી હાથ પણ ઉપાડતો. રતન ધમકી ને માર સહન કરવા ટેવાયેલી ન હતી. એટલે કોઇ કોઇ વખત આકરી થઇને રૂખડને કડવાં વચન સંભળાવી દેતી. પણ જ્યારે એ ન બની શકતું, સામે બોલવાની હિંમત ન થઇ શકતી ત્યારે આંસુ સારીને મૂગી મૂગી બેસી રહેતી.

બંને એકબીજાને અતૂટ જીવનસાંકળથી સંકળાયેલાં માનતાં હતાં, એકબીજાની સહાય વગર પળવાર પણ ચાલી શકે તેમ નથી એવું ધારતાં–

સમજતાં હતાં, પરંતુ બંને પોતપોતાના અંતરમાં એકબીજા સામે હમેશાં શંકાકુશંકા સેવતાં. રૂખડ વિચારતોઃ 'ડુંગર દૂરથી રળિયામણા લાગે છે. હું તો એને બહુ સમજુ ને મહેનતુ સમજતો હતો. પણ એ તો પાક્કી બેવકૂફ ને કામચોર નીકળી. જ્યારે ને ત્યારે મારી સામે ગરબડ કરે છે ને મારી સામે જબાન ખોલે છે. આની સાથે જીવતર કઇ રીતે નભશે? જ્યારે જોઇએ ત્યારે મોઢું ચડેલું ને ચડેલું જ! હા, બનવા સંભવ છે કે એ બીજલની યાદમાં બેચેન રહેતી હોય! અને ખરેખર એમ જ હોય તો મારી પર માયા કઇ રીતે રાખી શકે? હું ખરેખર ફસાઇ પડયો છું–દુઃખના ફાંસલામાં જ આવી પડયો છું.'

અને રતન વિચારતીઃ 'આ તો બહુ તીખો માણસ છે. એના મનમાંથી કદી ગુસ્સો ખસતો જ નથી. વાત વાતમાં આંખો કાઢે છે, અને ગાળો દેવામાં પણ કંઇ બાકી રાખતો નથી. હું તો આને બહુ ભલો માણસ સમજતી હતી, પણ આ તો જુદો જ નીકળ્યો! સાચ્ચે, કોઇ સાથે ઊંડા સંબંધમાં આવ્યા વગર સાચી વાત જાણી ન શકાય. હમણાં આ દશા છે તો આગળ તો કોણ જાણે શુંનું શું ય થશે? કાંઇએ નાહક મને

આ જડને ગળે વળગાડી ! એ (બીજલ) મારી પર કેટલું હેત રાખતો હતો ? મારી પર વહાલનો વરસાદ વરસાવતો હતો. એવી માયા હવે આ ભવે પામી શકું તેમ લાગતું નથી. એ તો મારું મોં જોઈને હસી પડતો ને એના અંતરમાં આનંદનાં પૂર ઉલટતાં. મારા પર થોડો થોડો થઈ જતો. મારાથી ઘણી વાર ભૂલો થઈ હશે, પણ તેના મોંમાંથી કોઇ દિ આકરું વચન નીકળ્યું ન હતું. હસીને વાતને ટાળી નાખતો. આને પનારે ન પડી હોત તો સારું થાત ! ઠીક, જે થયું તે થયું ! હવે અફસોસ કર્યે શું દિ વળે ?' પલાળ્યું તો સુખેદુઃખે પૂરું કર્યા વગર કંઇ છૂટકો છે ?'

હાડમાંસથી ભરેલાં બંને માનવપૂતળાંઓ એક યંત્રના બે વિભાગની જેમ પોતાનું જીવન એકી-સાથે ઘસડી રહ્યાં હતાં. પરંતુ બંનેના અંતરમાં એકબીજા માટે કુશંકા ને અણવિશ્વાસના થર પર થર ચઢયે જતા હતા.

એક દિવસની વાત. બપોરનો સમય હતો. એકા-એક તબીઅત નરમ પડી જવાથી, વાડીનું કામકાજ પડતું મૂકી રૂખડ ઘેર આવ્યો. રતન ઓશરીમાં બેઠી બેઠી કાપડાને થીગડું મારતી હતી.

'આટલા વહેલા કેમ આવ્યા ?' રૂખડના મોં

પર નજર નાખી રતન બોલી.

'માથું ભારે થઇ ગયું છે ને જીવ અકળાય છે.' આટલું બોલી રૂખડ ઘરમાં દાખલ થયો અને ખાટલા પર ગોદડું નાખી સૂતો. એનું ચિત્ત ઠેકાણે ન હતું. થોડી વાર સુધી રતનની રાહ જોયા કરી. પરંતુ રતન રૂખડની પાસે ન ગઇ. રતનની આવી વર્તણુંક જોઈ રૂખડના ક્રોધનો પારો ઉપર ચઢવા લાગ્યો. એની બેચેની વધવા લાગી. એ મનોમન બબડતો હતો: 'એ જાણે છે કે મારો જીવ અક-ળાય છે, શરીરને ઠીક નથી, છતાં મારી પાસે આવતી નથી. હું તેને આટલી સરસ રીતે રાખું છું છતાં એનુ દિલ મારી પર નથી. એનું દિલ પત્થરનું છે. દિલમાં દયાનો છાંટો હોય તેમ લાગતું નથી. એને બોલાવવી જોઇએ........નહિ, નહિ ! કંઇ જરૂર નથી !' ઉંહકારો કરી, પડખું બદલી તે ભીંત સામે જોવા લાગ્યો. ઘણી મિનિટો પસાર થઇ ગયા પછી તેણે જોરથી હાંક મારી: 'રતની !'

ઓશરીમાંથી અવાજ આવ્યો:'કાં ?'

રૂખડે રતનના એકાક્ષરી ઉત્તરનો પ્રત્યુત્તર આપ્યો નહિ. એનું મન વધારે અકળાવા લાગ્યું. મનમાંથી ક્રોધ વરસી રહ્યો હતો.

ઓશરીમાં બેઠાં બેઠાં રતન ફરી વાર બોલી:

'બોલો, શું કામ છે ?'

'થોડું પાણી આપી જા. ત્યાં પડી પડી પૂછે છે તો અહીં આવીને પૂછતાં શું તાવ આવે છે ?'

રૂખડના શબ્દો રતનના અંતરમાં તીરની માફક ભોંકાયા મન ઊઠીને રૂખડ પાસે જવા ના કહેતું હતું, છતાં ય તે ઊઠી. કાપડું ને સોયદોરા એક બાજુ નાખ્યાં. ઓશરીમાં પાણીઆરૂં હતું. પાણીનો લોટો ભરી રૂખડ પાસે ચાલી.

તેને ઘરમાં દાખલ થતી જોઇ રૂખડ કટાક્ષભર્યા અવાજે બોલ્યોઃ 'હવે આવી! અત્યાર સુધી ક્યાં મૂઇ'તી ?'

'કાપડું સીવતી'તી.'

'ચૂલામાં પડયું તારૂં કાપડું !' રૂખડ ગર્જ્યો.

'દુનિયા બદલાશે પણ તમારો સ્વભાવ નહિ બદલાય.'

'ચુપ રહે, હરામજાદી !'

'બોલતાં જરા વિચાર રાખો. હવે ગાળો સહન થતી નથી.'

રૂખડ ઉછળ્યો. ખાટલા પરથી ઊઠયો ને રતન પર થપ્પડ ને ઘુસ્તાનો વરસાદ વરસાવવા લાગ્યો. લોટો બાજુ પર મૂકી રતન જમીન પર બેસી ગઈ, અને ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી. રતનને ખૂબ માર માર્યો પછી રૂખડ પાછો ખાટલા પર જઈ સૂતો.

સૂતાં સૂતાં બબડવા લાગ્યો: 'હરામજાદીનો મિજાસ ક્યાંય માતો નથી. કાઢી મૂકીશ સાળીને! કોઈ દિ મારી સામે જબાન ખોલી છે તો જીભ જ ખેંચી કાઢીશ!'

થોડી વાર પછી રૂખડ ચુપ થયો. રતન ઊઠીને ઓશરીમાં ચાલી ગઇ. ઓશરીમાં જઈ ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી. એની મનોવ્યથાની સીમા ન હતી. પોતાના સંસારી જીવનમાં આજ પ્રથમ વાર જ એણે માર ખાધો હતો. રૂખડના હાથની થપ્પડો ને ધુસ્તાઓના પડઘા એના માથા અને અંતરમાં પડી રહ્યા હતા. એની અંતરદષ્ટિ સામે એકાએક બીજલની મૂર્તિ ખડી થઈ. અસીમ કરૂણાભરી દષ્ટિએ તે રતન સામે જોઇ રહ્યો હતો. પાણી વગરનાં માછલાંની માફક એનું અંતર તરફડવા લાગ્યું. અંતરપટ પર પડદો પડયો. દશ્ય બદલાયું: સંધ્યાનો સમય હતો. દિવસભર ખેતરમાં મહેનત-મજૂરી કરી બીજલ ઘેર આવ્યો હતો. રતનના પડી ગયેલા ચહેરા તરફ જોઇ ચિંતાભર્યા અવાજે તેણે પૂછ્યું હતું: 'મોં કેમ પડી ગયું છે? કંઇ દુ:ખ થાય છે! શરીર સારૂં નથી?' રતને ઢીલા અવાજે ઉત્તર આપ્યો હતો: 'કંઇ નથી. એ તો જરા અમથું માથું દુ:ખે છે!' ત્યારે વહાલથી એનો હાથ પકડી તે (બીજલ) એને ઘરમાં લઇ ગયો હતો, અને કચોળામાં ધુપેલ તેલ લઈ જબર-

જસ્તીથી રતનના માથા પર ઘસવા લાગ્યો હતો. રતન ના પાડતી હતી. 'રહેવા દ્યો, રહેવા દ્યો. તમે આ શું કરો છો તમારા હાથ દુઃખશે. એ તો હમણાં મટી જશે. તમે ફિકર ન કરો.' પણ તેણે એ કહેલું માન્યું નહોતું. તેણે તો મનનું ધાર્યું જ કર્યું. એ રતનના માથામાં તેલ ઘસતો જ રહ્યો. એ વખતની એની માયા, મમતા ને લાગણી કયા ભવે ને કઇ રીતે ભૂલાય ?.......................

હાયકારો કરીને રતને પોતાનું માથું જમીન પર જોરથી પછાડયું. માથું ફૂટી ગયું. ધગધગતું લોહી વહેવા લાગ્યું. લોહીની એ ધારા અને ટીપાંઓમાં એના વ્યથિત નારીહૃદયની ધગધગતી કરૂણ આહો ભરી હતી. !

ક્રોધ કંઇક શાંત પડયા પછી ખાટલા પરથી ઊઠીને રૂખડ ઓશરીમાં આવ્યો. રતન પર એની નજર પડી. નજર પડતાંની સાથે જ રૂખડનાં રોમરોમમાંથી વેદનાભરી કરૂણ ધ્રૂજારી છૂટી. મૂઢની માફક રતન પાસે ગયો. એનું કાળજું કંપતું હતું. થડકતે કાળજે રતન પાસે જઇને બેઠો અને રતનને પોતાના ખોળામાં ખેંચી લીધી, ને રતનના માથામાંથી નીકળતું લોહી ધોતિયાના છેડાવતી તે લૂછવા લાગ્યો. રૂખડની આંખમાં આંસુ છલકાઇ આવ્યાં. એ કાંઇ બોલવા પ્રયત્ન કરતો હતો, પણ

મોંમાંથી અવાજ નીકળી શકતો ન હતો. એના અંતરનાં બારણાં ઊઘડયાં હતાં, પણ મોંનાં બારણાં બીડાઈ ગયાં હતાં.

[૪]

દાયકો વીતી ગયો.

રૂખડ ને રતનના નાનકડા સંસારી જીવનમાં જે એક વાતનો અભાવ હતો તેની પૂર્તિ થઇ ગઇ. એના ત્રણ જીવ થયા. રૂખડના નાનકડા ઘરમાં એક નાના બાળકનો કિલકિલાટ ગુંજવા લાગ્યો. આ નવી કડીએ સાંકળના બે જુદા પડતા ટુકડાને અતૂટ રીતે જોડી દીધા. પહેલાંનાં કુશંકા અને અણગમો દૂર થવા લાગ્યાં. બંને એકબીજાને સમજવા અને ઉદાર દષ્ટિએ જોવા લાગ્યાં. એના જીવનપ્રદેશમાં સુખસૂર્ય, અંધારપડદો ફોડીને પ્રકાશ વર્ષાવવા લાગ્યો.

સંતાનની પ્રબળ ઇચ્છાવાળો રૂખડ સંતાન-પ્રાપ્તિ પછી તદ્દન બદલાઈ ગયો. બાળક મહેરામણને જોઈ એના હૈયામાં આનંદની અવધિ ન રહેતી. મહેરામણ એનું સર્વસ્વ બની ગયો. એની તમામ આશાઓ મહેરામણમાં વસી રહી. છોકરાના લાલન-પાલન માટે એ દિનરાત અવનવા વિચારો કરતો.

અને રતન? રતનના હૃદયમાં ય આનંદનો મહા-

સાગર હીલોળા લઈ રહ્યો હતો. એનું વ્યથિત નારીત્વ, માતૃત્વ પામી પોતાના વિકાસક્રમના ઉન્નત શિખરે પહોંચી ગયું હતું. પુમડા શો મહેરામણ રૂખડરતનની મમતા, આશા, ભાવના, સુખસમૃદ્ધિ બની રહ્યો હતો!

સાંજનો સમય હતો. રૂખડ ખાટલા પર બેઠો હતો. સામે જમીન પર રતન બેઠી હતી. તેના ખોળામાં મહેરામણ મીઠું મીઠું હસી રહ્યો હતો. રૂખડે ખાટલા પરથી ઊઠી, ચોરણો પહેર્યો, માથે ફેંટો બાંધ્યો, ધોએલું અંગરખુ પહેર્યું, ખભે અંગુછો નાખ્યો, પગમાં જોડા પહેર્યા, ને પછી મહેરામણને એક વહાલભરી બચ્ચી ભરી રતન સામે જોઈ કહ્યું: 'ઠીક ત્યારે, હવે હું જાઉં છું. 'મેરા' ને સૂવરાવી દેજે. રડવા દેતી નહિ.'

'ઠીક.' મહેરામણના મોં પ્રતિ નજર નાખતાં રતને જવાબ દીધો.

ખડકીની બહાર નીકળીને રૂખડે મોટેથી કહ્યું: 'એ... .... ખડકીનું બારણું બંધ કરી દેજે!'

'ઠીક. તમે તમારે જાઓ. ફિકર ન કરો. હું હમણાં બંધ કરી દઉં છું.' રતને ઘરમાંથી જોરથી જવાબ દીધો.

રૂખડ ગયો.

થોડી વાર પછી મહેરામણને કેડમાં લઈને રતન ઊઠી અને ખડકીના બારણા તરફ ચાલી બારણાને સાંકળ લગાવી ઓશરીમાં આવી. ઓશરીમાં ખાટલો

પડયો હતો તે પર મહેશમણુને સૂવાડયો ને બાજુમાં પોતે સૂતી. મહેશમણુને ગોદમાં લઈ તેની પીઠ થાબડવા લાગી. માની ગોદમાં છૂપાઇને મહેશમણુ ઉં ઉં ઉં ઉં ઉં કરતો આંખો મીંચી ગયો. છોકરો ઊંઘી ગયા પછી તેની પીઠ પર હાથ ફેરવતી ને સામી ભીંત પર નજર નાખતી રતન વિચાર કરવા લાગી: 'દિવસોને જતાં વાર નથી લાગતી! મારાથી વધુ સુખી કોણ હશે? ભર્યું ભર્યું ઘર છે, સારી એવી આવક છે, કમાઉ ધણી છે, અને મહેશમણુ છે! આનાથી વધારે મારે શું જોઇએ? મારે બધું છે—શું નથી?'

એકાએક કોઇએ ખડકીના બારણાની સાંકળ ખખડાવી અને બૂમ પાડી: 'રૂખડ !'

અવાજ રતનના કાન પર આવ્યો ને એનું હૃદય કપી ઊઠયું. પેટમાં ફાળ પડી. કોણ બોલાવે છે? અવાજ તો ઓળખીતો માલમ પડે છે. રતન ખાટલામાંથી ઊઠી ખડકીના બારણાં તરફ ચાલી.

બહાર ઊભેલા માણસે ફરી સાંકળ ખખડાવી. ખડકીનાં બારણાં પાસે જઇ, સાંકળ ઊતારી રતને બારણાનો એક ભાગ ખોલ્યો તો, ઓહ! બીજલ સામે ઊભો હતો! બીજલની વધી ગયેલી દાઢીમૂછ રતનની દૃષ્ટિને છેતરી ન શકી. રતન ચમકીને પાછી હટી ગઇ.

'રતન !'

રતન મૂઢ બનીને એકદમ ઓશરી તરફ દોડી.

બીજલે બંધ બારણાને પગ વડે હડસેલીને ખોલી નાખ્યું. ને તે રતનની પાછળ દોડયો. રતન દોડીને મહેરામણ સૂતો હતો તે ખાટલાની બાજુમાં ઊભી રહી. તે થર થર કંપતી હતી. તેના રોમેરોમ ખડાં થઈ ગયાં હતાં. તેની અકળામણ પળે પળે વધતી ને ઘેરૂં રૂપ લેતી હતી. શું થશે અને શું નહિ તેના અનેક તર્કવિતર્ક કરતી હતી. ભાવિ બૂરૂં ભાસતું હતું. બીજલ રતનની બાજુમાં જઈને ઊભો. એની આંખમાંથી અંગાર ઝરતો હતો. મોં લાલચોળ બની ગયું હતું. ખીસ્સામાંથી છરી કાઢી તે ગર્જ્યો: 'રતન!'

રતન જમીન પર બેસી ગઈ. અને બીજલના પગ પકડી ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી.

ઘૃણા અને ક્રોધભર્યા અવાજે બીજલ ફરી ગર્જ્યો: 'ચુપ થા! રાંડ! વેશ્યા! નીચ! કમજાત! દગાખોર! રડવું બંધ કર!'

રતન ચુપ બની ગઈ.

'તેં ફરી વાર ઘર કેમ માંડયું? રૂખડના ઘરમાં કેમ બેઠી? હું મરી ગયો'તો?'

રતન ધ્રૂસકું નાખી તૂટતે સ્વરે બોલી: 'હું... હું...આમ ન કરત...તો કયાંયની ન રહેત!...... ગામના બદમાસો...લફંગાઓ......આબરૂ...લેવા

દિરાત...મારી...પાછળ...પાછળ ફરતા'તા !......
...આબરૂની સલામતી...શું કરું? કાકીએ...કહ્યું...
પછી... આ પગલું...... ભરવું...પડ્યું... !'

બીજલ સડક બની ગયો. છરી હાથમાં જ રહી ગઇ. મન વિચારે ચઢ્યું: 'એમ વાત છે. તો આ બિચારીનો એમાં શો ગુનો ? ખેર, જવા દે. હવે આને મારવાથી કયો લાભ થશે ? કંઇ નહિ, બીજલ ! બનવાનું હતું તે બની ગયું. હવે બીજા ખૂનનો અપરાધી ના બનીશ !'

રતનના મોં સામે તે ટગર ટગર જોઈ રહ્યો હતો. રતનની આંખમાં એણે નિરાધારી દીઠી. મોં પર વિષાદ દીઠો. અંતરમાં વ્યથા દીઠી. રતન બીનઅપરાધી—બેક-સુર છે, એટલી તેને ખાતરી થઈ ચૂકી. બીજલે ક્રોધને મનમાં જ શમાવી દીધો. અંતરની ઊંડી ને ઘેરી વ્યથાને અંતરમાં જ ધરબી દીધી. પછી તેની નજર ખાટલા પર પડી. નાનો મહેમાન નીંદરને ખોળે ગેલ કરી રહ્યો હતો. બીજલનાં ક્રોધ, ઝનૂન ને વ્યથા કરૂણામાં પરિણમ્યાં. તેનું મન ફરી વિચારે ચઢ્યું: 'આ સભર ને સુખી સંસારને ઉજ્જડ બનાવવો વાજબી છે ? નહિ, બિલકુલ નહિ ! મારા તકદીરમાં નથી એની આશા રાખવી ફોગટ છે. અને મારે માટે એ........તો છે જ—જેણે મને વહાલથી, મમતાથી અત્યાર સુધી સંઘર્યો છે; મને પોતાનો

માનીને સાચવ્યો છે, તો પછી હું એનો શા માટે અનાદર કરૂં ? મારા માટે એ જ સુખધામ છે !'

છરી ગજવામાં નાખી, ધીમા અવાજે તેણે કહ્યું: 'રતન ! મારો પગ છોડી દે !'

રતને પગ છોડી દીધો ને કુતૂહલ ભાવે બીજલ તરફ જોઇ રહી

'તેં જે કંઈ કર્યું છે તે ઠીક જ કર્યું છે. લે, ચાલ્યો જાઉં છું મોજથી રહે !' આટલું કહી તેણે ખડકીનાં બારણાં તરફ પગ ઉપાડયા.

'ક્યાં જાઓ છો ? ઊભા રહો !'

રતનનો દર્દભર્યો અવાજ બીજલના કાન પર અથડાયો. એ અવાજે તેને પાછો ફરવા વીનવ્યો, પણ તે કઠોર થઇને છાતી વજ્ર જેવી બનાવીને ખડકી બહાર નીકળી ગયો.

રતન પાછળ દોડી. ખડકીનાં બારણાં પર પહોંચી. પણ બીજલ તો દૂર નીકળી ગયો હતો. બીજલને જતો જોઈ રતનની આંખો સજળ બની. તે દષ્ટિ પાર નીકળી ગયા પછી રતન પાછી ફરી. ખડકીનું બારણું બંધ કરી, સાંકળ લગાવી ઓશરીમાં આવી અને જમીન પર બેસી અફાટ કલ્પાંત ને રૂદન કરવા લાગી. એની આંખોનાં નીર ખૂટી ગયાં, છતાં એનું રૂદન અટક્યું નહિ. વેદનાનાં મહાસાગરમાં એ ગરક થઇ ગઈ હતી.

એકાએક મહેરામણ જાગી ઊઠ્યો. રતન જમીન પરથી ઊઠી, ખાટલા પર બેઠી અને મહેરામણને છાતી-સરસો ચાંપી હળવે હાથે તેની પીઠ થાબડવા લાગી. પણ એના હૃદયમાં ચેન ન હતું, સુખ ન હતું.

*

એક મહિના પછી રતને સાંભળ્યું કે ચોરીના અપરાધ માટે બીજલને અઢી વરસની સજા થઈ છે!

રતન અકળાઇ ગઇ. તેનું મન તર્કવિ-તર્કના પાટે ચઢ્યું: 'તેણે ચોરી શા માટે કરી? બીજી વાર પરણ્યો કેમ નહિ? શું કોઈ બાઈ તેને મળી નહિ? ને શું એ એટલો બધો ખરાબ-દુરાચારી થઈ ગયો છે, કે તેને ચોરી કર્યા વગર, પાપ ને ગુનો કર્યા વગર ચેન ન પડે? ના, ના. એ વાત માન્યામાં ન આવે. એમ જ હોત, તો મને એ માફી ન આપત. મારો જીવ લીધે જ એને નિરાંત વળત! તો પછી ગુનો કરીને એ કેદમાં શા માટે ગયો? શું બીજલની માયા, મમતા મારા પર હજુ એટલી ને એટલી જ છે? મારા પર હજુ પણ એ છાનો છાનો વહાલ વરસાવે છે? બીજલ, બીજલ! તેં આ શું કર્યું? તું કેદમાં કાં ગયો? તું ત્યાં જીવતરવાસો કરવાનો છે?'

*

ને ત્યારથી ઊંઘ રતનની વેરણ બની છે.

માલવાધિપતિ બહાદુરશાહને પરાસ્ત કરીને દીલ્હીનો મોગલ શહેનશાહ અકબર ગુજરાતથી પાછો ફરતો હતો. એની સાથે માત્ર બસો ઘોડેસ્વારો હતા. બધાનો એકસરખો જ પોશાક હતો. નીતિકુશળ અકબર પણ સાધારણ સિપાઇના વેશમાં જ હતો. એ બધા જૂદે જૂદે રસ્તે જઈ રહ્યા હતા.

બપોરનો સમય હતો. સંપ્ત તાપ હતો. પણ ખેડૂતવર્ગ તો પોતાના જીવનના નિયમનું પાલન કરી રહ્યો હતો. ખેતરમાં કામ કરી રહ્યો હતો.

ખેડૂતના અવાજથી બળદો કામ કરતા અટકયા. ખેડૂતે જોયું કે કોઈ ઘોડેસ્વાર તેનાજ ખેતરમાં આવી ઊભો રહી ગયો હતો. પોતાની કમરે લટકતી તલવારને તેણે જરા તપાસી જોઇ.

"ઠીક છે, જોઈશું." કરી તે ફરી કામે મંડી ગયો.

"એઇ, આ ખેતરમાં કોણ કામ કરી રહ્યું છે?" સૈનિકે દમામથી પૂછ્યું.

"શો અધિકાર છે અજાણ્યાને, આમ દમામથી પૂછવાનો? બંનેના હાથમાં તલવાર છે, બંને સમાન છે. કોઈ સબળ કે નિર્બળ નથી." ખેડૂતે જવાબ દીધો: "જો સૈનિક હો તો જેની રક્ષા ચાહો તેને માટે અને વીર બનવાનું અભિમાન રાખતા હો તો જેની વીરતાને હસવી હોય તેને માટે વીર બનો. અહીં તો આપણે બંને સમાન છીએ."

"આંધળો તો નથી ને?"

જે વ્યક્તિના બાહુબળ પર તેનો આશ્રિત સંસાર બનતો અથવા બગડતો હતો, જેના ચરણે માથું ઝુકાવી મોગલ સામ્રાજ્યનો સ્તંભ માનસિંહ જેવો યોદ્ધો પોતાને ભાગ્યશાળી સમજતો હતો, જેનું નામ સાંભળતાં જ બહાદુરશાહ નગર છોડી નાસી જતો હતો તેની સામે આ સાધારણ ખેડૂતની આટલી મજાલ!

પ્રતિવાદ શરૂ થયો.

"હું પૂછું છું—તારી જાત, તારું નામ શું છે?" સૈનિકે પૂછ્યું.

"શું, લગ્ન કરવાં છે?" ખેડૂત હસ્યો.

પરન્તુ ચિત્રાલથી લઇને નર્મદા સુધી, ગુજરાતથી લઇને બંગાળ સુધી, ધરા તેની સત્તા માની બેઠી હતી; સિંધ, સતલજ, ગંગા, બ્રહ્મપુત્રા આદિ નદીઓએ પોતાની છાતી પરથી કલ્લોલ કરતી તેની નૌકાને જવા દીધી હતી; વિન્ધ્ય વગેરે ગિરિશૃંગોએ આંખ મીંચીને પોતાની ટોચ પરથી તેનું પસાર થવું સહન કરી લીધું હતું; પણ એ બધું ક્યારે થયું? જ્યારે તખ્તસુખની મદિરા વડે મત્ત મોગલ તેની સાથે હતા, વીર પણ ભોળા રાજપૂતો તેને માટે શહીદ થઇ રહ્યા હતા.

અને આજે? આ ખેડૂતને માટે? આજે તો એ અહીં એકલો જ હતો. સાધારણ મનુષ્યથી અધિક નહોતો. તેના સૈનિકવેશમાં પણ કાંઇ મહત્વ નહોતું. યદિ મહત્વ હતું તો વ્યક્તિગત વીરતાનું. આ બધાનો વિચાર કરીને તેણે વિવાદ બંધ કીધો. સમાનતાનો નિર્મળ સ્વચ્છ પ્રવાહ વહેતો કીધો.

"ભાઈ, હું તારી સાથે વાત કરવા માગું છું, અને તું તો સીધી વાત પણ નથી કરતો." સૈનિકે નમ્રતા બતાવી.

"તો ભાઇ, તું પણ માથે ચઢીને જ ચાલી આવેલો ખરો ને? આવા તે પૂછવાના ઢંગ હશે!"

ખેડૂતે બળદને છૂટા કીધા. પરસેવો લૂછતાં ને બોલ્યો: "કેવો સખ્ત તાપ છે?"

"હા, ગળું સૂકાઇ જાય છે ઠંડું પાણી હોય તો આપશો?" સૈનિકે અરજ કરી.

"હા; બેસો. કયાંથી આવો છો?"

"ગુજરાતથી."

બંને બેઠા.

"પાણી પીઓ, આરામ કરો પણ ભાઇ, જરા પરસેવો સૂકાવા દો, નહિ તો શરદીગરમી લાગી જશે. કપડાં જરા ઢીલાં કરી નાખો."

સૈનિકે અંગરખાના કસ ખોલી નાખ્યા. પરસેવા પર ઉષ્ણ વાયુ પણ શીતળ લાગ્યો. ખેડૂતે તરવાર એક બાજુ પર મૂકી દીધી. બધાં કપડાં કાઢી નાખ્યાં બળદો પણ શીતળ છાંયે આંખો બંધ કરી બેઠા હતા. ખેડૂતે કપડામાં વીંટાળેલ રોટલા કાઢયા.

"દૂરથી આવ્યા છો." તે બોલ્યો: "ખાલી પેટ પર પાણી સારૂં નહિ. લો. પહેલાં કંઈ ખાઈ લો. અગર રજપૂત હો તો સાથે જ બેની જાઓ."

"ભાઇ, હું તો મુસલમાન છું."

"તેમાં શું થઇ ગયું? કંઇ કપડું હોય તો કાઢો. ન હોય તો આ જ લઇ લો. હું તો હાથ પર રાખીને ખાઇ લઇશ."

"ભાઇ, મને તો ભૂખ નથી . "

"ગાંડા ન થાઓ, ભાઈ. કંઇ પણ નહિ ખાશો તો ગરમી લાગી જશે. જોતા નથી ? કેટલો સખ્ત તાપ પડે છે ! તમે વળી ઘોડા પર ચઢીને આવ્યા છો. થાકી ગયા છો. એવી હાલતમાં કંઇ પણ ખાધા વિના પાણી નહિ પી શકાય. તમને નફરત હોય તો પછી જુદી વાત છે."

કયાં જાય હવે પ્રચંડ રાજસત્તાની આકાંક્ષાના વાયુથી દુષિત ભારતના સમ્રાટ ! એ પોતાના સૈન્ય અને નીતિ-શકિતથી ભારતને દાસ બનાવી શકે છે તો આ ખેડૂત હૃદયની નિર્મળતાથી ભારતની વિજયી વ્યકિતને પોતાનો ચેલો બનાવવાનું સામર્થ્ય ધરવે છે. આજ સુધી સુવર્ણ પાત્રોમાં રાજસી ભોજન લીધું અને હવે જમીન પર બિછાવેલા કપડાં પર આ રોટલો ખાવાની વેળ છે. એ વેળા વ્યકિતત્વને તો ભૂલી જ જવું પડે ને !

"મને શરમાવો ના ભાઈ; આવા પાકદિલ ભાઇથી હું નફરત કેમ કરી શકું-ભલા ?"

ખેડૂતે સૈનિકના કપડાં પર રોટલો મૂકી દીધો અને સાથે કેરીનું અચાર પણ આપ્યું. ભોજન કરતાં કરતાં સૈનિકે પૂછ્યું: "તમારૂં નામ ?"

"સચેતસિંહ."

"ભાઇ સચેતસિંહ, હું તારો ઘણો અહેસાનમંદ છું. આ અહેસાનનો બોજો હું કેમ ઉતારી શકીશ? આ રોટલામાંનો સ્વાદ હું કઈ રીતે ભૂલી શકીશ? પણ મને અફસોસ થાય છે કે તમને ભૂખ્યા રહેવું પડ્યું."

"કેવી વાત કરો છો, ભાઇ? આદમી તો પ્યાર અને ભાઇચારાનો ભૂખ્યો છે. આ પેટની તે કાંઇ ભૂખ કહેવાય?"

બંને ભોજન કરી ચૂકયા. હાથ ધોઇ કોગળા કરી સચેતસિંહ લાંબો થઈ પડ્યો.

"ક્યાં જવું છે ભાઈ?" તેણે પૂછયું.

"આગ્રે. હું આગ્રામાં રહું છું. અહીં ગુજરાતના બાદશાહ સાથે લડવા ગયો હતો. તે નાસી ગયો..."

"એમ?"

"હું ત્યાંથી આવી રહ્યો છું."

સૈનિક હવે થોડા આગળ ગયો.

"શું કરો છો?" ખેડૂતે પૂછયું.

"હવે મારે જવું છે."

"નહિ, આજ અહીં જ રહી જાઓ. કાલે જજો."

"નહિ ભાઇ, મને તંગ નહિ કરો."

"ભાઇ, આગ્રા અહીંથી ઘણું જ દૂર છે. અને

ન જાણે રસ્તો કેવો હોય. કાલે સવારે જજો."

"માત્ર પચ્ચીસ કોસ જ દૂર છે. સાંજ સુધીમાં તો પૂગી જઈશ. મારું ખુશનસીબ છે કે તમારા જેવા પાક, સાફ, રહમદિલ દોસ્તનો મેળાપ થયો. મારે આગ્રા જરૂર જવું છે. જો હું સાંજ સુધી આગ્રા ન પહોંચી શકું તો બધાંને ત્યાં એમ જ લાગશે કે હું લડાઈમાં માર્યો ગયો છું. અલ્લાહ જાણે શુંનું શું થઈ જાય! મારા દુશ્મનભાઈ આટલું જાણે છે કે હું હજી ગુજરાતથી પાછો ફર્યો નથી, અને તે એમ પણ જાણે છે કે મારી સાથે માત્ર ૨૦૦ આદમીઓ જ છે. તેથી મને મારી નાખવા તેણે એક મોટી ફોજ આગ્રાને રસ્તે તૈયાર રાખી છે. તેથી જ અમે બધા સાથીઓ અલગ અલગ અલગ થઈ ગયા છીએ. હવે સાંજે અમે બધા અહીંતહીં છૂપાતા થઈને આગ્રે પહોંચી જઈશું."

"આમ બાબત છે, તો ભાઈ, તમારી રક્ષા કાજે હું પણ તમારી સાથે જ આવીશ. તમારે એકલું જવું ઠીક નથી. ન જાણે ક્યારે દુશ્મનો તમને ઘેરી લે. તમે થોભો. હું ગામમાં જઈને ઊંટ લાવું છું."

સચેતસિંહ ઊઠયો. સૈનિક અવાક્ થઈ ગયો. આવો સ્વર્ગીય ભાવ જોઈને તેનું હૃદય ભરાઈ ગયું.

તેણે સચેતસિંહનો હાથ પકડી લીધો.

"હું તમને અહીં છોડીને હરગીઝ નહિ જાઉં. હું તો એવા દોસ્તને હંમેશાં દિલમાં છૂપાવી રાખું છું. આ અહેસાન, સચેતસિંહ, હું કદી નહિ ભૂલી શકું. અલ્લાહ પાસે માંગું છું કે એ દિવસ જલદી લાવે કે જ્યારે આપણે બંને સાથે જ જીંદગી બસર કરીએ. ભાઈ, આપણે જરૂર સાથે ચાલીએ, પણ એમાં ભય છે. બે જણને સાથે ચાલી જતાં શક ઊભો થશે. હું એકલો જ ભરાતોછૂપાતો જઈ રહીશ. બે જણ સાથે હોય તો દુસ્મનની આંખોથી બચી નહિ શકે. તમો ભાઈ અહીંજ રહો. ખુદાનું ચાહવું તો આપણે જલદી જ મળીશું."

તર્કવિહીન, નિરૂત્તર, સચેત બોલ્યો: "ભાઈ, તમારૂં નામ તો કહો."

"મને લોકો અકબર કહે છે." સમ્રાટે ભેદભરી દૃષ્ટિ ખેડૂત પર નાખી, પણ તેના મુખપર કંઈજ નવીન ભાવ જણાયા નહિ. ભય અને દાસત્વને સચેતના રૂપમાં જોવાની આશા ધરાવતી આંખોએ જોયું કે સચેત તો સ્થિર છે. જાણે 'અકબર' નામ તેને માટે નવું જ ન હોય! જાણે તે પોતાના સમ્રાટને ઓળખતો જ ન હોય!

ક્યાંથી જાણે સમ્રાટ અકબરને એ ખેડૂત?

ગામનો મુકાદમ જ પોતાને આ ગામના ખેડૂતોનો રાજા જાહેર કરી ચૂકયો હતો. મહેસૂલ પણ એજ લેતો હતો. પછી ખેડૂતને શી પડી કે મુકાદમથી પણ કોઇ મોટો છે એ જાણવાની ઝંઝટમાં પડે?

તે બોલ્યોઃ "ભાઇ અકબર......"

બાદશાહ મલકાયો.

"...હું જો આગ્રે આવું તો તમે કયાં મળશો?"

"હું જીવતો રહ્યો તો જાતેજ તમને મળીશ. તમારે એટલું દૂર આવવાની તકલીફ ઊઠાવવાની જરૂર નથી."

"હું તો અમસ્તો જ પૂછું છું. અમો તે ખેડૂત ઠર્યા. અમને એટલી ફુરસદજ કયાં છે? માત્ર પૂછી રાખેલું સારૂં કે કંઇ તક મળે તો..."

અકબર તો એને એક દિવસ રાજશાહી ઠાઠમાં અહીં આવીને ચકિત કરવા માગતો હતો. છતાં તેણે જતાં જતાં જવાબ આપ્યોઃ "આગ્રામાં જમુના નદીને કિનારે લાલ પત્થરનું મોટું મકાન છે તે મારૂં છે. અને લો આ મારી તલવાર. એ મારી ઓળખ થઈ પડશે. હું ઇચ્છું છું કે આપણે બંને આજ ખુદા રસુલને સાક્ષી રાખી સાચા દોસ્ત બનીએ."

સચેત કંઈક ગંભીર બનીને શૂન્ય અનંત

તરફ તાકતો કંઇ વિચારે ચડ્યો. પછી બોલ્યોઃ "ભાઈ, મને શક છે કે હું મિત્રતા નિભાવી શકીશ?"

"તમે તો બરાબર નિભાવી ચૂક્યા. તમે મારી જીંદગી બચાવી. નહિ તો આજ ભૂખ્યોપ્યાસો હું આગ્રે નહિ જઈ શકત. હવે તો એ મિત્રતા નિભાવવાનો બોજ મારે માથે છે."

અકબરે પોતાની તલવાર સચેતની કમરે બાંધી, તેમ સચેતે પોતાની તલવાર અકબરની કમરે બાંધી દીધી.

બંને ભેટયા, બગલગીર થયા. બંનેએ મંગલ-કામનાના બબ્બે મોતી એકબીજાનાં વસ્ત્રોમાં પરોવી દીધાં.

"ભગવાન તમારું મંગળ કરે."

[ ૨ ]

"કલ્યાણી?"

"જી."

"આ જીંદગીનો ભરોસો શો? આજ છે, કાલ નહિ. આટલાં વર્ષો થયાં, આગ્રા જોયું નથી. અરમાન રહી જશે. તું કહેતી હોય, તો જોઈ આવું."

"ગરમીના દિવસો છે. હું કાંઇ ના નથી કહેતી. પછી તો જેવી તમારી મરજી."

"ગરમીની ચિંતા નથી. આગ્રા ક્યાં દૂર છે?

સિર્ફ પચ્ચીસ કોસ. ઊંટ પર તો બે પહોરમાં પહોંચી જઈશ."

"પણ તમે ક્યાં ઉતરશો ?"

"મારી ઓળખનો અકબરા નામનો એક સિપાઈ છે, તેને ત્યાં. મેં તને કહ્યું તો છે ને, કે અમે બેઉ જાની દોસ્તો છીએ. અમે બેઉએ તલવાર અદલબદલ કરી દોસ્તીની ગાંઠ મજબૂત બાંધી છે. આ સોનાની મૂઠવાળી તલવાર તેની છે."

"એને શોધશો ક્યાં ?

"જમુના કિનારે સૌથી ઉંચું લાલ પત્થરનું મકાન છે તે એનું છે."

"ભલે, જેવી તમારી ઇચ્છા. વહેલા પધારજો."

*

"શું કહ્યું, મહારાજસાહેબ ?" માનસિંહે ઉગ્રતાથી પૂછ્યું.

"જે કાંઈ આપ સાંભળવા નથી માગતા તે." પૃથ્વીરાજે ગંભીર સ્વરે ઉત્તર દીધો.

"હિમાચ્છાદિત પર્વતો ઓળંગી કાબુલ પર વિજય મેળવવો, ને હલ્દીઘાટમાં મહારાણા પ્રતાપના ભાલા સન્મુખ છાતી ખુલ્લી કરવી, એ બધું શા માટે હતું ?"

"તમે જ કહોને, શા માટે ?"

"મિત્રતાને માટે."

"નહિ."

"તો ?"

"ગુલામીને માટે."

"ગુલામીને માટે ?"

"હા રાજાસાહેબ; ગુલામીના હૃદયના આન્તરતમ ભાગ પર ફરીથી અધિકાર સ્થાપિત કરવાને માટે. મિત્રતા ? 'મિત્રતા' શબ્દનો તો આપણે, આપણા આત્માને દગો દેવાજ પ્રયોગ કરીએ છીએ. આશ્રિત અને આશ્રયદાતા વચ્ચે મિત્રતાની કલ્પના કરવી એ દુસ્સાહસ છે."

"દુસ્સાહસ? 'દુસ્સાહસ' શબ્દનો પ્રયોગ આપે શું વિચારીને કર્યો છે ? વીરતા જોતાં તો હું અને સમ્રાટ બરાબર છીએ."

"રાજાસાહેબ, વીરતા જોતાં તો પ્રતાપ અને સમ્રાટ જ બરાબર ગણાય. સમ્રાટના દરબારમાં જે વીરતા સાક્ષાત સાકારરૂપ રાખીને ટૂકડા તોડે છે તોય તે સાધારણ વ્યકિતથી પણ હોય છે—જે સમ્રાટની કૃપાનો અભિલાષી નથી."

"તો મહારાજાસાહેબ !" અકબરે હવે પૂછયું: "આપ શું અમારા દોસ્ત નથી ?"

"નહિ, જહાંપનાહ; આપણા વચ્ચે મિત્રતા

હોઈજ નહિ શકે. અમે મિત્ર નહિ, બલ્કે આપના ખરીદેલા ગુલામ છીએ. અને રાજનૈતિક દષ્ટિકોણથી વચનબદ્ધ થવાને લીધે અમને સાચા હૃદયથી આપના માથાના બચાવને માટે સદા અમારાં માથાંને ઢાલ બનાવવા પડે છે. પરંતુ વિવાદનો સંબંધ છે તો હું સ્પષ્ટ કરું છું કે આપની અને અમારી મિત્રતા વિશુદ્ધ રાજનૈતિક સંબંધ છે. અને જીવનમાં મિત્રતાનું જે સ્થાન છે તે આ મિત્રતા નથી મેળવી શકતી. મિત્રતા સાચી કયાં ટકે ? જ્યારે આપ ભૂલી જાઓ કે આપ સમ્રાટ અકબર છો અને અમે અમારા મગજમાંથી ભૂંસી નાખીએ કે અમે આપના આશ્રિત પૃથ્વીરાજ અને માનસિંહ છીએ ત્યારે. એમ ન થાય, ત્યાં સુધી આ મિત્રતા તો અભિશાપ છે."

"અભિશાપ ?"

"જી હાં, જહાંપનાહ, **અભિશાપ!**"

એજ સમયે ચોકીદારે પ્રવેશીને કહ્યું: "જહાં-પનાહ, કિલ્લાને દરવાજે અમે એક ગામડીઆને કેદ કીધો છે. તે ઊંટ પર સ્વાર થઇને સીધો અંદર ચાલી આવતો હતો. અમે તેને રોકયો, તો તે આપ જહાંપનાહ માટે બદજુબાન બોલી......"

"શું બોલતો'તો ?"

"ગરીબપરવર, ગુસ્તાખી માફ. તે કહેતો'તો કે 'હું અકબરા પાસ જાઉં છું.' અમે તેને તેની ગુસ્તાખીની મજા ચખાડવા માગતા હતા, પણ તેની પાસે જહાંપનાહની તલવાર છે, જે જહાંપનાહે ગુજરાતથી પાછા ફરતાં ખોઈ દીધી હતી."

"હા, પણ એ મજા ચખાડવાનું ઇનામ સહકુટુંબ કબ્ર મળતે......"

ચોકીદાર તો થર થર કાંપવા લાગ્યો.

"જાઓ, શાહી ઇજ્જતથી તેને અંદર લઈ આવો."

*

ક્રોધમાં હોઠ દબાવતો સચેતસિંહ દરવાજે ઊભો હતો. શું મિત્ર સાથે આવો વર્તાવ ?

એજ વેળા ચોકીદારે આવીને તેને નમન કર્યું: 'ગરીબનવાઝ ઠાકુર સચેતસિંહજી,' કહી તે તેને ચરણે પડ્યો. સચેતસિંહને ઘેરી પકડીને ઊભેલા સૈનિકો પણ દૂર હટી ગયા અને હાથ જોડી સલામ કરવા લાગ્યા. ચોકીદારે નમ્રતા દાખવી: "ગરીબપરવર, આ નાચીઝને માફ કરો."

"પણ છે શું ?" સચેતસિંહે આ બધાંનો અર્થ ન સમજતાં પૂછ્યું.

"હજુર, અંદર તશરીફ લો. શહનશાહ આપને

માળવા ઇચ્છે છે."

રસ્તાની બંને બાજુએ ઊભેલી સેનાની સલામી, ઊંચે કંગુરેદાર બુર્જ પર તોપના અવાજો, સરદારોએ સચેતની કોટમાં પુષ્પમાળા પહેરાવી ઝૂકી ઝૂકીને નમન કરવું, રાજપ્રાસાદોની ચહલ-પહલ! સચેત જાણે નવીન લોકમાં આવી ફર્યો! શું જુએ છે! સામે જ જવાહીરોથી સજ્જિત અમૂલ્ય વસ્ત્રધારી 'અકબરા સિપાઈ' આવી રહ્યો છે.

બંને દોડીને એકબીજાને ભેટી પડયા.

આ તે કેવો ન ધારેલો બનાવ! મોટાં મોટાંઓ ચકિત થઈ ગયા. સ્વાર્થી સરદારોએ ઝેરીલી દૃષ્ટિ સચેતના બદન પર ફેંકી!

"ભૈયા અકબરા! આ શો તારો ઠાઠ!"

"આ બધી તારી બક્ષીશ—તે દિવસની, ભાઈ!"

સચેત મલકાયો. પ્રકૃતિનું નિર્દોષ સાહિત્ય વાંચેલાં મસ્તકે પોતાનો શબ્દકોશ ખોલી નાખ્યો: "યાર, તું તો રાજા થઈ ગયો છે."

શાહ ગદ્ગદ્ થઈ ગયો: "હું તારો દોસ્ત, પણ અહીં તો રાજા છું."

"તો શું આ જ તારું મકાન છે?"

"હા, ભાઈ."

બંને એક જ ગાદીએ જઈ બેઠા. સુખદુ:ખ હા

અકબરા અને સચેતસિંહનાં સુખદુઃખની વાતચીત થઈ—સમ્રાટ અકબર અને સાધારણ ખેડૂત સચેતના સુખદુઃખની નહિ.

સુંદર પોશાક પહેરેલા સરદારોને જોઈને સચેતે પૂછ્યું: "રાજાભાઈ, આવા કપડાં પહેરેલા આ બધા કોણ છે?"

"બધા મારા સરદાર છે, પણ મારા તાબેના."

"તો ભૈયા, એવાં કપડાં પહેરીને હું ગુલામ બનવા નથી માગતો. હું તો આ જ ગામડીઆ કપડાંમાં રાજાનો દોસ્ત રહીશ. મને તો એ દેહાતી કપડાં જ જોઈએ."

બાદશાહ મલકાયો

*

વિલાસિતાના આકર્ષણથી પૂર્ણ મોગલ અમરાપુરીમાં પડેલો સચેતસિંહ વિચારી રહ્યો હતો: આ તે મિત્રતા? એ તે કેવી મિત્રતા! હું તો જાણે અકબરા માટે બોજરૂપ બની ગયો!

*

નાગા સાધુઓના વેષમાં અકબરે, માનસિંહ અને પૃથ્વીરાજે સચેતસિંહની તલાશમાં ગામગામડાંમાં તપાસ કરી પણ તેનો પત્તો લાગ્યો નહિ.

તેને ગામડે તેના ઘરમાં જઈને જોયું તો બધો

સામાન જેમનો તેમ પડ્યો હતો. સાધુઓને જોઈને લોક એકઠાં થઈ ગયાં.

અકબરે પૂછ્યું: "સચેતસિંહને ઓળખો છો? એ ક્યાં છે?"

બધા ચૂપ થઈ ઊભા. અંતે એક જણે કહ્યું: "હું સચેતસિંહનો પાડોશી છું. આજે જ સવારે તે અને તેની ઘરવાળી બંને ઊંટ ઉપર બેસીને ન જાણે ક્યાં ચાલી ગયાં છે. મેં પૂછ્યું તો તે કહેવા લાગ્યો: "મને પરમાત્માએ શાહનશાહ અકબરનો દોસ્ત બનાવ્યો: તેથી જ્યાં એનું રાજ્ય ન હોય ત્યાં હું જઈ રહ્યો છું. જેથી હું એનો દોસ્ત છું એવું અભિમાન ન લઈ શકું. જો એની પાસે રહું તો એનું આપેલું ખાવું પડશે અને તેના ગામમાં રહું તો તેની પ્રજારૂપ રહેવું પડે. તો પછી મિત્રતા ક્યાં રહી?" ત્રણે જણા મંત્રમુગ્ધની જેમ એક બીજા પ્રત્યે જોઈ રહ્યા.

અકબરે કહ્યું: "હવે એ નહિ મળશે. ઓ ખુદા, હું તારો ન ચીજ બંદો એટલું માગું છું તે જ્યાં રહે ત્યાં તારી હિફાઝતમાં સુખી રહે. દોસ્ત! અલવિદા!"

"**અભિશાપ!**" પૃથ્વીરાજે ગંભીર શ્વાસ લીધો.

"ભોળાપણાનો ને?" માનસિંહે પૂછ્યું.

"નહિ."

"તો ?"

"મિત્રતાનો."

"નહિ, મહારાજાસાહેબ." અકબરે પૂર્તિ કરીઃ "આ છે બાદશાહતનો અભિશાપ."



સુખી થવાને સર્જાયેલાંઓ જ્યારે દુઃખી દેખાય છે ત્યારે ઇશ્વર, કુદરત કે નસીબ ઉપર તેમને સ્વાભાવિક ગુસ્સો ઉપજે છે. મનહરલાલની પુત્રી નિર્મળાનું પણ કંઇક તેમજ હતું. શરીરે તે સુમનોહર હતી. સંસ્કારિતામાં તે સર્વોત્તમ ગણાતી; તેમજ સંસ્કારિતામાં અને સંપત્તિમાં પોતાનાથી વધી જાય તેવો તે વર પામી હતી. જગત જેને સુખ અને સમૃદ્ધિ માને છે તે તે સર્વ તેની તહેનાતમાં ખડું હતું. વિશ્વ જેને દુઃખકર્ત્તા માને છે તેવું કશું પણ તેના જીવનમાં દષ્ટિગોચર થતું નહિ. છતાં ય જ્યારે તે સાસરેથી પાછી આવી ત્યારે તેના સૂકાઇ ગયેલા શરીરને જોઇને તેનાં માતપિતા તો આભાંજ બની ગયાં. બહુ જ ટૂંક સમયમાં નિર્મળાની તૂટી ગયેલી

તંદુરસ્તી એ ગામની સ્ત્રીઓને માટે ચર્ચાનો વિષય થઇ પડયો.

"પાણી જ માફક ન આવ્યું !" એક ડોશીએ નિર્મળાના શરીર સામે નજર નાખી ઉચ્ચાર્યું.

"એ તો ઓળખાતી પણ નથી !" બીજીએ ટેકો આપ્યો.

"શરીરમાં હવે હાડકાં જ દેખાય છે." ત્રીજીએ સહાનુભૂતિના શબ્દો ઉચ્ચાર્યા. કેટલાક તો વગર જોયે જ નિર્મળાના શરીર સંબંધી વાત ઉપાડતાં, પણ સહાનુભૂતિના ઢગલા ઠાલવનાર વર્ગ, ન તો નિર્મળાના દર્દને સમજી શકવાનો દાવો કરી શકતો, કે ન તો તેનો ઉપચાર સૂચવી શકતો. તેનું કારણ એમ તો નહોતું જ કે નિર્મળાના દર્દ માટે ચોક્કસ અનુમાન અને એથી ય વધુ ચોક્કસ ઉપચાર તેમની પાસે ન હતાં. પણ મનહરલાલના નાસ્તિક સ્વભાવને લીધે અને દેશી દવાઓ વિષેની તેમની પંકાયેલી અશ્રદ્ધાને લઇને આ અનુમાનો અને ઉપચારો સૂચવવાની કોઇની હિમ્મત ન હતી. પણ જ્યારે ડાક્ટરોની દવાઓથી મટયું નહિ અને નિર્મળાની તબીઅત વધુ લથડતી ગઇ ત્યારે સૌ કોઇ પોત-પોતાનાં અનુમાન સાચાં પડયાં છે એમ માનતા અને મનહરલાલ ન હોય ત્યારે જાહેર પણ કરતા.

આખરે મનહરલાલે પોતાના વિચાર જતા કર્યા. સૌથી પ્રથમ વૈદ્યો નાડ તપાસી ગયા. હકીમોએ પણ ચિકિત્સા કરી જોઈ. જ્યારે વૈદ્યો અને હકીમોથી પણ કંઈ ફાયદો ન થયો ત્યારે ભૂવાઓને અને સૈયદોને સુદ્ધાં પોતાની શકિતનો પરચો બતાવવાની તક મળી. પરંતુ જ્યારે હનુમાન પણ હાલ્યા નહિ અને પીર પણ કંઈ બોલ્યા નહિ, ત્યારે આ સંપ્રદાયે જાહેર કરી દીધું, કે નિર્મળાને પંડપિડા છે. ભૂત પ્રેતાદિની તકલીફ નથી !

પણ આવા નકારાત્મક, છતાં ચોક્કસ અનુમાનો તો આ પહેલાં પણ ડોકટરોએ અને વૈદ્યોએ જાહેર કર્યાં હતાં. દાખલા તરીકે ડોકટરોના કહેવા પ્રમાણે 'હાર્ટ નોરમલ' હતું; ફેફસાં 'કલીઅર' હતાં; લીવર 'પોઝીશન'માં હતું અને સ્પ્લીન 'નોટ એન્લાર્જડ' હતી. વૈદ્યો પણ કહેતા કે નાડીપરીક્ષા પ્રમાણે નિર્મળાના શરીરમાં કોઈ દોષ ન હતો. હકીમો પણ તેમ જ કહેતા. પણ જ્યારે કશાથી કંઈ પણ ફરક પડયો નહિ, ત્યારે મનહરલાલ અને તેમનાં પત્નીએ નિર્મળાની નાદુરસ્ત તબીઅતને માટે બધો દોષ હવા અને પાણી ઉપર ઢોળવાનો નિશ્ચય કર્યો. પણ તે જ વખતે કંઈક બન્યું.



કેવી રીતે બન્યું તે કોઇને સમજાયું નહિ, પણ નિર્મળાના શરીરમાં અચાનક પલટો થવા લાગ્યો. સૂકાઇ ગયેલા શરીરમાં પાછું લોહી દોડવા લાગ્યું. ગાલની લાલાશ પાછી આવી. નિસ્તેજ આંખોમાં પાછું તેજ ચમકવા લાગ્યું. મનહરલાલને આશા બંધાઇ. આમેય તે સૌંદર્યવાન હતી. તેમાંય નવું રક્ત આવતાં તેનું દેહલાલિત્ય ખૂબ દીપી ઊઠયું. આ અણુકલ્પ્યા પરિવર્તન માટે સૌ કોઈ એમજ માનતા કે તેમનાંજ અનુમાન સાચાં પડયાં છે. જે ડોકટરો અત્યાર સુધી રોગનું નામ પણ કહેવા અશકત હતા, તેઓ હવે નિર્મળાને થયેલ વ્યાધિનું નામ, ચિહ્નો તેમજ સારવાર પણ સાબીત કરવા સમર્થ હતા. વૈદો અને હકીમો પણ, પોતે જેમ ધારતા હતા તેમજ થયું છે તેવું જાહેર કરતાં જરાયે અચકાતા નહિ. જોષીઓ અને ભૂવાઓને પણ પોતાની શકિત પર પાકો વિશ્વાસ સજીવન થયો. માત્ર મનહરલાલ અને તેમની પત્નીનેજ કંઇક વિસ્મય લાગતું. છતાં સર્વ સગાંઓએ રાખેલી બાધા તેમણે પૂરી કરી. ગોયણીઓ જમાડી દીધી. તરપંડી કરી પિતૃઓને શાંત કર્યા. અને ઇશ્વરમાં આસ્થા નહિ ધરાવતાં છતાંય, દેવ સત્યનારાયણની ત્રણ કથા પણ વંચાવી દીધી.

*

આ ઘરમાં ટપાલીનો સમય લગભગ મુકરર જેવો હતો. પણ નિર્મળા બને ત્યાં સુધી ટપાલીને રસ્તામાં જ પકડી લેતી. તેમ જ મનહરલાલની ટપાલમાં નીલવર્ણું કવર હોય તો તે જરૂર નિર્મળાનું જ છે એમ, સરનામું જોયા વગર પણ, ટપાલી સમજી જ જતો. સામાન્ય રીતે જ્યારે નિર્મળા માંદી હતી ત્યારે આ કવર પહોંચાડવા તે ખાસ કાળજી રાખતો. તેનું કારણ એ હતું કે નિર્મળાને જ્યારે આ કવર મળતું ત્યારે તે મલકાઈ પડતી. તે વખતે નિર્મળા એટલી તો સંતોષી દેખાતી કે ટપાલીને પણ એ દૃશ્ય સુખકર લાગતું. પણ આજની ટપાલમાં નીલવર્ણું કવર હતું જ નહિ. અને નિયમ પ્રમાણે નિર્મળા પણ ટપાલીને રસ્તામાં મળી નહિ. આથી કંઈક ખિન્નતા સાથે મનહરલાલના ટેબલ ઉપર ટપાલ મૂકી ટપાલી વિદાય થયો.

પણ ટપાલ જોવાની ઉત્કંઠા એકલી નિર્મળાને જ નહોતી થતી. તે સમયે તેની માતા ત્રિવેણીબહેન પણ કંઈક બહાનું કાઢી મનહરલાલના ખંડમાં આવી બેસતાં. પછી તો તે પ્રથા થઈ પડી હતી એટલે આજે પણ હંમેશ મુજબ ત્રિવેણીબહેને ઘરના કાગળો જોવા માંડયા.

"સારી થઈ એટલે સૌ સગાં થતાં આવ્યાં !"

એક કાગળ વાંચતાં વાંચતાંજ ત્રિવેણીબહેને ચલાવ્યું.

"કેમ ?" છાપામાંથી સહેજ નજર ઊંચી કરી મનહરલાલે પ્રશ્ન કર્યો.

"નિર્મળાને તેડાવે છે !"

"ઓહો ! મારે નથી મોકલવી !" છાપાને એક બાજુ અફાળતાં મનહરલાલે નિર્ણય કરી નાંખ્યો. પોતાની સલાહ વગર પણ મનહરલાલે આ નિર્ણય કરી નાંખ્યો તે જોઈ ત્રિવેણીને કંઈક અચંબો થયો. તે કંઈક જવાબ આપવા જતાં હતાં, પણ દરમ્યાન નિર્મળા દીવાનખાનામા દાખલ થઈ એટલે શાંત રહ્યાં. સોફા પર સ્થાન લેતાં નિર્મળાએ પૂછ્યું: "બા, શું વાત કરતી'તી ?"

"તને તેડાવે છે."

"તો હું જાઉં ?"

"હજુ ક્યાં સારી થઈ છે ?" છાપું વાંચતાં વાંચતાંજ મનહરલાલે પુત્રી તરફ પ્રેમાળ દૃષ્ટિ નાંખી.

"બા, હવે મને કંઈ નહિ થાય ! મારાં માશીજી તો મરી પરવાર્યાં."

"તારાં માશીજી ?"

"કેમ, પેલી ડોકરી ! તેના હાર્ટફેલની ખબર

આવ્યા પછી જ મને સારૂં થયું. તેની કેવી જમ્બર ટકટક હતી? ડૉકટર સુશીલાદેવી પણ કહે છે કે તે જ મારૂં લોહી પી ગઈ હતી. ડૉકટર કહે છે કે મને તો 'ટકટક રોગ' લાગુ પડ્યો હતો. એ ખરૂં હશે?"

"તું તો ગાંડી જ રહી!" માતાએ વહાલપૂર્વક તેને માથે હાથ ફેરવતાં કહ્યું.

"પણ એ અડધું જ ખરૂં છે!" બારણુંમાંથી શબ્દ આવ્યો. સૌ ચમકયાં. નિર્મળાએ પાછું વળી જોયું તો ડૉકટર સુશીલાદેવી બારણુંમાં જ ઊભાં હતાં.

સામાન્ય રીતે નિર્મળાને સ્ત્રીમિત્રો ન હતા. બાલસખીઓ પણ ન હતી. કોઈની સાથે બેનપણાં સુદ્ધાં ન હતાં. પણ થોડા સમયથી ડૉ. સુશીલાદેવી સાથે તેને ઠીક દોસ્તી બંધાઈ હતી. આથી પોતાના દવાખાનામાં જતાં પહેલાં ડૉકટર સુશીલાદેવી અડધો કલાક તો જરૂર નિર્મળા સાથે ગાળતાં.

"બહેન ટપાલ જોવા આવ્યાં લાગે છે!" ડૉકટર સુશીલાદેવીએ ટકોર કરી.

"હવે બોલો તો મારા સમ!" કહી નિર્મળા ડૉ. સુશીલાદેવીનો હાથ પકડી તેમને પોતાના ખંડમાં લઈ ગઈ. તેઓ બન્ને ગયાં એટલે ઓરડામાં પાછી

શાંતિ છવાઈ ગઈ. ત્રિવેણીબહેને પત્રો વાંચવાનું શરૂ કર્યું. મનહરલાલે યુદ્ધના સમાચાર વાંચવા માંડયા.

"અરે, આ ડાકટર સુશીલાદેવીનો ય આપણા ઉપર કાગળ છે!" એક બીજો પત્ર ઉઘાડતાં ચમકીને ત્રિવેણીબહેને કહ્યું.

"ડાકટરનો? શું લખે છે?" કંઈક વિસ્મયપૂર્વક મનહરલાલે પૂછ્યું.

"લખે છે કે નિર્મળાને આ કાગળની વાત કરશો નહિ ને થોડા મહિના મોકલશો નહિ!"

"એ તો હું ય કહું છું!"

"પણ પછી શું લખે છે તે તો મને સમજ પડતી નથી. તમે જ વાંચી જુઓ ને!"

મનહરલાલે પત્ર પોતાના હાથમાં લીધો. પ્રથમ મનમાં વાંચી ગયા. એક વાર ફરીથી વાંચી ગયા. પછી ત્રિવેણીબહેન સામું જોયું. કંઈક ભૂતકાળની ભૂલાઈ ગયેલી વાતો તેમને યાદ આવવા લાગી.

ત્રિવેણીબહેન આ શાંતિથી અકળાયાં. તેઓ તડૂકયાં: "કહો તો ખરા! શું લખે છે?"

"ડાકટર લખે છે કે નિર્મળા સ્વલક્ષી (Introvert) છે. જ્યારે તેનો પતિ સુધીર બહિર્લક્ષી (Extrovert) છે. એટલે અત્યારના સંજોગોમાં

તેમનું દંપતિજીવન સફળ નિવડે તેમ નથી !"

"મને કંઇ સમજ ન પડી !"

"એ તો મને ય સમજ પડતી નથી !" મનહરલાલે પત્ર પાછો ઉઘાડતાં જણાવ્યું: "પણ ડોકટર લખે છે કે નિર્મળા અને તેના પતિ વચ્ચે વિશાળ માનસઅંતર છે. સુધીર નિર્મળાની કક્ષા સુધી કદી નીચે ઊતરશે નહિ અને નિર્મળા સુધીરની કક્ષા સુધી કદી ઊંચે જઈ શકશે નહિ. આથી જ નિર્મળાના સુખી જીવનની ઝાઝી આશા રાખવી અશકય છે !"

"હું ! ખરેખર ?"

"તેમને તેમ લાગે છે !" મનહરલાલે ઉમેર્યું: "પણ આ ડોકટરના કહેવા પ્રમાણે નિર્મળાનો આ સાચો રોગ છે. તેના માનસમાં આ બે પરિસ્થિતિઓ વચ્ચે જબ્બર મથામણ ચાલુ છે. અને જ્યારે દાકતરી સલાહથી સુધીરે નિર્મળાને વચન આપ્યું કે તે ચોવીસે કલાક તેની સાથે રહે તેવી નોકરી શોધી કાઢશે ત્યારે જ તે સારી થશે!"

"હવે મૂકો પડતું ! આપણી દીકરી તો દેવી જેવી દેખાય છે !" ત્રિવેણીબહેને કંઈક નિઃશ્વાસ સાથે ઉમેર્યું.

મનહરલાલના હાથમાંથી કાગળ નીચે પડી

ગયો. ખંડમાં નિઃશબ્દ શાંતિ છવાઇ ગઈ. બન્નેએ ભૂલાઈ ગયેલા ભૂતકાળને સજીવન કરવા શ્રમ કરવા માંડયો. એક વખત તેઓ પણ નિર્મળા અને સુધીર જેવડાં જ હતાં. તેમને યુવાની યાદ આવવા લાગી. ત્રિવેણીબેન સમૃદ્ધિવાન અને કીર્તિવંત પતિની ઝંખના કરતાં. મનહરલાલ ટૂંકી આવકમાં સંતોષ માનનાર સ્ત્રીને શોધતા. મનહરલાલનો ઘર ગમતું. ત્રિવેણીબહેન મનહરલાલના સાન્નિધ્ય કરતાં તેમની મહત્તાને વધુ ચાહતાં. આખરે મનહરલાલે માર્ગ બદલ્યો. એક સુભગ ક્ષણે આ સત્ય મનહરલાલને સમજાઈ ગયું. તેથી જ પત્નીની મહત્વાકાંક્ષાને સંતોષવાને તેમણે મહાન થવાનો વ્યવસાય આદર્યો. મનહરલાલે ક્ષણભર ત્રિવેણીબહેનના સામું જોયું. પછી બંગલા સામું જોયું. તેમણે સમૃદ્ધિ તો મેળવી હતી. પણ સુખ મેળવ્યું હતું? તેમણે પોતાની પંડને જ પ્રશ્ન કર્યો. ત્રિવેણીની માનસ-મહત્વાકાંક્ષા સંતોષવા માટે જ તેમણે આ ઉપાધિ નહોતી ઊભી કરી? આ પ્રશ્ન તેમના જીવનમાં પણ નહોતો ઊભો થયો? શું તેમનું દંપતિજીવન પણ સંતોષી હતું? આવા અનેક પ્રશ્નો તેમના માનસપટ પર ઊભા થયા. આખરે નોકર માધુ તાર લઇને આવતાં આ વિચારતંદ્રા તૂટી પડી. તેમણે માધુના હાથમાંથી તાર લીધો. એકદમ

આંખ ફેરવી લીધી. તેમના મુખ ઉપર હાસ્ય ફરી વળ્યું.

"સુધીરને જંગલઅમલદારની જગ્યા મળી છે!"

આ સમાચારને આખા ઘરમાં ફરી વળતાં બહુ વાર લાગી નહિ. ડૉ. સુશીલાદેવીને વળાવવા માટે નિર્મળા બહાર આવતી જ હતી. રસ્તામાં માધુએ આ વધાઈના વર્તમાન આપવાનું માન મેળવ્યું હતું. આથી જ ડૉ. સુશીલાદેવી અને નિર્મળા કંઈક ઝડપથી દીવાનખાનામાં દાખલ થયાં.

"બા, હવે તો હું જાઉં ને!" તાર વાંચ્યા પછી નિર્મળાએ પહેલો પ્રશ્ન કર્યો.

આ સવાલ સાંભળતાં જ ત્રિવેણીના વદન ઉપર વિષાદ છવાઈ ગયો. વાતાવરણ એકદમ ઉદાસ બની ગયું. કોઈ બોલ્યું નહિ. કોઈએ જવાબ સુદ્ધાં દીધો નહિ.

"બા, હવે તું ચિંતા કરીશ નહિ. મને તાવ આવે તો ભલે. પણ હવે હું માંદી તો નહિ જ પડું!" નિર્મળાએ આખરે ધીમેથી કહ્યું.

મનહરલાલ સહેજ ચમક્યા. તેમણે નિર્મળા સામે જોયું. પછી ત્રિવેણી સામે જોયું. પગ આગળ પડેલા પત્ર સામે જોયું. અને તરત જ ડૉ.

સુશીલાદેવી તરફ દૃષ્ટિ નાંખી.

જવાબ આપતા હોય તેમ ડૉ. સુશીલાદેવીએ પોતાની હેન્ડબૅગ ઉઘાડતાં ઉચ્ચાર્યું: "ભલે જાય! તેમાં જ નિર્મળાનું આરોગ્ય છે!"



સાંજના ચાર વાગ્યા હતા. અવિનાશ કપડાં બદલી પોતાના ખંડમાં ગયો ને ડ્રાઈવરને મોટર તૈયાર રાખવા જણાવ્યું. એટલામાં રમા ત્યાં જઈ પહોંચી ને પૂછ્યું: "કેમ, આજે આટલા બધા જલદી ફરવા જાવ છો ?"

"અહીં ગમતું નથી એટલે મને થયું કે, લાવ, જરા બહાર આંટો મારી આવું."

"તે તમને અહીં ગમે છે જ ક્યારે કે આજે ગમે ? તમારો જીવ ઘરમાં ગોઠતો નથી એ વાત કાંઈ આજે નવાઈની નથી."

"તો યે રમા, તું ભૂલે છે !"

"શું ?"

"આજ મને જરા બેચેની લાગે છે."

"તો પછી રખડવા શા માટે જાવ છો !

ઘરમાં જ બેસો ને! ઘડીભર સૂઈ જાવ. તબીયત સારી નહિ હોય તો ફરવા જવાનું શું કામ? તમારે ક્યાં જવું છે?"

"જરા આમતેમ રખડવા."

"હું અં અં અં અં. હવે હું સમજી........રોજ રોજ એમ મને શાના ઉડાવો છો? હું કાંઇ નાની છોકરી નથી, સમજ્યા?"

"ચાલ, રહેવા દે. ટકટક ન કર. મારે તારી શિખામણની જરાયે જરૂર નથી."

"તે તો હું યે જાણું છું કે તમને મારી કોઈ પણ વાત ગમતી જ નથી. તેથી જ તમે બીજી છોકરીઓ પાછળ.............."

"રમા! બસ! ચુપ રહે. મૂંગી મર. જબાન બંધ કર!" અવિનાશે ગુસ્સાથી લાલચોળ થતાં ત્રાડ પાડી.

"તમને કાંઈ પણ કહેવાનો મને અધિકાર નહિ, એમ?"

"તારી જાત વિષે તને અધિકાર હશે. મારે માટે નહિ."

"તમારે માટે કેમ નહિ? હું તમારી પત્ની છું તે યાદ છે?"

"પત્ની છે તેથી શું થયું? તને મારા શરીર,

આત્મા વિગેરે ઉપર સંપૂર્ણ અધિકાર નથી."

"હું અં અં અં અં. મને હક નહિ. ને પેલી રાંડ વેશ્યાઓના તો તમે જૂતા પણ ચાટો છો. ત્યારે તમારો હક ક્યાં ડૂબી જાય છે?"

"જો, રમા! મેં તને એક વાર તો કહ્યું ને કે તું બહુ બોલ બોલ ન કર. તારી જીભ ઉપર કાબૂ રાખ. ખરું કહું છું. મારો મિજાસ ઠેકાણે નથી. તું વધારે લપ્પનછપ્પન કરશે તો હું કૈંનું કૈં કરી નાખીશ. જેવા જેવી થશે. સમજી?" અવિનાશે અગ્નિઝરતી આંખે ગુસ્સાથી કહ્યું.

કોણ જાણે કેમ પણ એ દિવસે અવિનાશના મગજમાં કોઈ અજબ ભૂત ભરાયું હતું. પહેલાં જ્યારે પણ રમા એવી વાત છેડતી ત્યારે અવિનાશ ચૂપચાપ તે સાંભળી રહી પડતો ને વાતને અદ્ધર ઉડાવી દેતો. બહુ બહુ બોલ્યા ને ઝગડ્યા પછી રમા પણ આખરે તો શાંત જ થઈ જતી. પણ એ દિવસે તો અવિનાશની માફક રમાના મગજ ઉપર પણ ભૂત ચઢી બેઠું હતું. અવિનાશના સવાલનો જવાબ રમા બમણા જોરથી આપતી હતી. અવિનાશ ઉપરનો સઘળા દિવસનો ક્રોધ એણે એ દિવસે ઉતારવા મુનાસબ ધાર્યું. દિવસે દિવસે સ્વચ્છંદી. વિલાસી બન્યે જતા અવિનાશને સુધારવા રમાએ

બીડું ઝડપ્યું હતું. રોજ માફક એ આજે જો ચૂપ રહેતે તો તો અવિનાશ પણ કાંઈજ ન બોલતે ને આંખ આડાકાન કરતે એ સ્વાભાવિક હતું. પણ રમાને યે આજે શૂર છૂટયું હતું. તડ ને ફડ વાત કરી નાખવાનો એણે નિશ્ચય કર્યો હતો. એણે અવિનાશને તડ તડ સામા જવાબો આપ્યા જ કર્યા. પરિણામે અવિનાશનો દબાઈ રહેલો ક્રોધ ભભૂકી ઊઠયો.

"તમને મારી ઉપર ગુસ્સે થવાનો ને મને ગાળો ભાંડવાનો હક છે?" રમાએ અવિનાશને પૂછયું.

"હા."

"તો હું તમને બતાવી આપીશ કે ગુસ્સે થવાનો ઇજારો તમે એકલાએ જ નથી રાખ્યો! તમે જે રીતે વ્યભિચાર ને અનાચારને માર્ગે..." રમા બોલતું પૂરું કરે તે પહેલાં તો રાતાપીળા થએલા અવિનાશે તેના ગાલ ઉપર જોરથી એક તમાચો ખેંચી કાઢયો ને તેને હડસેલો મારી પોતે બંગલાબહાર નીકળી ગયો. બહાર જતાં તેણે જોયું કે રમા જમીન ઉપરની ફરસબંધી ઉપર પડી હતી ને તેના મોઢામાંથી લોહી નીકળતું હતું. છતાં તે તરફ લગાર પણ ધ્યાન નહિ આપતાં અવિનાશ રોફભેર મોટરમાં બેસી ચાલ્યો ગયો.

[ ૨ ]

અવિનાશ મોટર હાંકી રહ્યો હતો પણ તેને પોતાને જ ખબર નહોતી કે મોટર ક્યાં જઈ રહી છે. એના મગજનું કાંઈ ઠેકાણું જ નહોતું. પોતે મોટરમાં છે ને મોટર સડક ઉપર ચાલી રહી છે તેનું ભાન પણ એને નહોતું. કયે કયે રસ્તે થઈ પોતે મોટર હાંકી હતી તેની ખબર સુધ્ધાં એને નહોતી. એના હાથ મોટરના સ્ટીયરીંગ વ્હીલ પર હતા ને હૃદય રમા ભણી હતું. મોટર ચલાવતાં એ કાંઈક વિચારી રહ્યો હતો. એનું હૃદય બોલતું હતું: "મારે રમા સાથે ઝગડો શા માટે થયો? એમાં દોષ કોનો? મારો કે રમાનો? ગમે તેમ પણ રમાની વાત તો સાચી છે. એ મારા પોતાના જ ભલા માટે કહી રહી હતી ને? ને ભલાને માટે ન હોય તો પણ મારા ઉપર જાપ્તો રાખવાનો તો એને હક છે જ. હું જે કાંઈ કરી રહ્યો હતો તેને સારૂં માનવાનો મને અધિકાર હોય તો તેને ખરાબ માનવાનો અધિકાર રમાને પણ છે."

પણ એટલું વિચારતાં વળી પાછું એનું મગજ ફરી ગયું. એને થયું: "નહિ. નહિ. એ બરોબર નથી. મને કંઈ પણ કરતાં રોકવાનો રમાને મુદ્દલે

હક નથી. આખરે તો એ મારી સ્ત્રી જ છે ને! હું શું કરું છું ને શું નહિ, મારો લાભાલાભ શામાં છે વિગેરે વિચારવાની એને શી જરૂર! હું એને કોઈ પણ રીતે દુઃખી તો કરતો નથી. સારામાં સારી વસ્તુ એને ખવાડું છું ને લહેર કરે છે. પછી એને બીજી શી પંચાત! હું એની સાથે હસી-ખુશીથી વાતો પણ કરું છું. એના દિલને દુઃખ નહિ થાય તેની પૂરતી કાળજી રાખું છું. એ ક્યાં હરેફરે છે, શું કરે છે ને શું નહિ તે ઉપર મેં હજીસુધી જરાયે ધ્યાન આપ્યું નથી. એના ઉપર મેં જરાયે જાપ્તો સરખો રાખ્યો નથી. તો પછી હું મને ગમતું કરી જરા દિલ બહેલાવું તેને એણે બૂરું માનવાનું શું પ્રયોજન!"

આમ વિચારતો અવિનાશ શૂન્ય મસ્તકે ઝડપથી પૂરપાટ મોટર હાંકતો હતો. મોટર વરલીના સાગરતટે સાગરના ઘેરા ઘૂઘવાટ ઝીલતી પૂર જોશથી દોડી રહી હતી. એટલામાં અચાનક એણે એક તીણી ચીસ ને એક હાયકારો સાંભળ્યાં. એ ચીસે અવિનાશના મગજનાં દ્વાર ઉઘાડી નાંખ્યાં. એના મજ્જાતંતુઓ જાગી પડયાં. એ ચમકી ઊઠયો. ફૂટબ્રેક ને હેન્ડબ્રેક બંને એકીસાથે મારી મોટર અટકાવી દીધી. જોયું તો મોટર સડક છોડી

પાસેની પગદંડી ઉપર જઈ પહોંચી હતી. ને મોટરના આગલા પૈડા પાસે એક સ્ત્રી ધૂળમાં રગદોળાયલી પડી હતી.

અવિનાશ મોટરમાંથી નીચે ઊતર્યો. રમા ઉપરનો બધો ક્રોધ ફરી પાછો ઉછળી પડ્યો. રમા પોતાના વિચારો ને વર્તનની આડે આવી ને આ સ્ત્રી મોટરની આડે આવી, એવો ખ્યાલ આવતાં ક્રોધથી એ બરાડી ઊઠ્યો: "આંધળીની બેટી! જોઈને કેમ ચાલતી નથી?"

"હું આંધળીની બેટી નથી, સરકાર! પણ ખુદ જ આંધળી છું. તેથી જ મને કાંઈ સૂઝ્યું નહિ." મોટર પાસે ચત્તીપાટ પડેલી પેલી સ્ત્રી મહામહેનતે જેમતેમ બોલી.

આહ! કેટલી વેદના, કેટલું દર્દ ને કેટલી કરુણા એ શબ્દોમાં ભરી છે– એવો વિચાર આવતાં અવિનાશનું હૃદય જીવનમાં પહેલી જ વાર દ્રવ્યું. કલેજું કંપી ઊઠ્યું.

"ત્યારે તું ખરેખર આંધળી છે, એમ?"

"હા, શેઠ!"

"બેઉ આંખે?"

"હા. બંને આંખે."

"બાઈ, તું આંધળી છે એ જાણી મને ખૂબ

દુઃખ થાય છે." કહી અવિનાશ તે સ્ત્રી તરફ ધ્યાનપૂર્વક જોવા લાગ્યો. સ્ત્રીના એક પગમાંથી દડ દડ કરતું લોહી ટપકી રહ્યું હતું. થોડી વારે સ્વસ્થ થયા પછી તે સ્ત્રી મહામહેનતે બેઠી થઇ ને બોલીઃ "ભાઇ, આપને શા માટે દુઃખ થાય છે? એમાં મારો જ વાંક છે. જોવા માટે મને આંખો નથી તેથી જ બધા લોક મને હડે હડે કરી ધૂત્કારે છે. ભાઇ! આંધળાંનું તે કાંઇ જીવન છે? નહિ કાંઈ જોવાનું ને મૂકવાનું. ખુદ ઇશ્વર જ રૂઠ્યો છે તો પછી દુનિયાના લોકો મારી ઉપર રૂઠે તેમાં શી નવાઈ?" કહેતાં તે સ્ત્રી પગ ઉપરના ઘા પર હાથ ફેરવવા લાગી. આંધળીના એ શબ્દોએ અવિનાશને એટલો તો શરમિંદો બનાવી મૂક્યો કે એના મોઢા-માંથી એક શબ્દ સરખો નીકળી શક્યો નહિ.

"ભાઈ, આપની મોટરને તો કાંઈ નુકસાન થયું નથી ને?" આંધળીએ પૂછ્યું.

"ના રે, મોટરને શું નુકસાન થવાનું હતું? પણ તને ઘા થયો છે ને?"

"એમાં તો મારો જ વાંક છે. પગદંડી ઉપર ચાલતી તો હતી, પણ દિશા ચૂકી જવાઇ હશે એટલે હું સડક ઉપર ગઇ હોઇશ."

"નહિ. તું સડક ઉપર નહિ પણ પગદંડી

ઉપર જ ચાલતી હતી. મારી મોટર જ પગદંડી ઉપર ચઢી ગઈ હતી. એટલે ખરી રીતે વાંક મારો જ છે. તને વધારે વાગ્યું તો નથી ને?"

"વધારે વાગ્યું હોય એમ દેખાતું નથી. જમણા પગમાં જરા જરા દુઃખ થાય છે ખરૂં." એટલું કહેતાં આંધળીએ પોતાનું મોઢું અવિનાશ તરફ ફેરવ્યું. આંધળીની બંને આંખોમાં મોટાં મોટાં ફૂલાં પડેલાં અવિનાશને દેખાયાં. આખું મોઢું શીળી–સૈયડના મોટા ને કાળા ડાઘથી ખીચોખીચ ભરાઇ ગયું હતું. અવિનાશે તેનો જમણો પગ જોયો. એક જગ્યાએ ઘા હતો. લોહી તો નીકળતું બંધ થઇ ગયું હતું, પણ પગનું એક હાડકું સદંતર ભાંગી ગયું હોય એમ અવિનાશને લાગ્યું. તેણે પોતાનો રૂમાલ ફાડી ઘા ઉપર બાંધ્યો.

"ભાઈ, આપ આટલી બધી જહેમત શા માટે ઉઠાવી રહ્યા છો? મને કાંઇ બહુ વાગ્યું નથી. પડી જવાથી જરા હૃદય ઉપર આઘાત લાગ્યો હતો. હવે તો ઠીક છે. ચાલવા જેટલી શકિત તો મારામાં છે." કહેતાં તે ઊઠી ને ચાલવા લાગી. પણ પગ જમીન ઉપર સ્થિર રહી ન શકવાથી તે પાછી ગબડી પડી.

"ભાઈ, આંધળાને તો પગ એ જ આંખ."

એક લાંબો નિસાસો નાંખતાં આંધળીએ કહ્યું. એ જરા જેટલા વાક્યમાં કેટકેટલો ભાવ ભર્યો હતો ? એ વાક્ય આંધળીના હૃદયની આરસી હતું. તેમાં એનાં હૃદયના સઘળા ભાવોનું, એના ઉન્હા ઉન્હા નિશ્વાસોનું, એના આંસુઓનું અને એના ભવિષ્યની ચિંતાઓનું પ્રતિબિંબ અવિનાશને સાફ સાફ દેખાયું.

"બહેન, તું ગભરા નહિ. તારા પગ મારે લીધે જ લથડી ગયા છે. હું તને તે સાજા કરાવી આપીશ." કહી અવિનાશે આંધળીને ઊંચકીને મોટરમાં બેસાડી દીધી.

"આપે મને મોટરમાં બેસાડી ?"

"હા."

"ક્યાં લઇ જશો ?"

"મારે ઘેર."

"મારે માટે આપને આટલો શ્રમ ઉઠાવવાનું કાંઇ કારણ ?"

"મેં તારો જે ગુનો કર્યો છે, તેના દંડની ગણતરીમાં મારો આ શ્રમ કાંઇજ વિસાતમાં નથી."

"તમે મારા અપરાધી ? ભાઇ, હું તો સાવ આંધળી છું, ભિખારણ છું. તમે મારો કાંઇ ગુનો જ કર્યો નથી તો પછી દંડની તો વાત જ શી ?"

એ દરમ્યાન અવિનાશ મોટરમાં બેસી ચૂકયો હતો ને મોટર ચાલુ પણ થઇ ગઈ હતી.

"ભાઈ, બીજા મોટરવાળાની જેમ મને એકલી છોડી દઇ તમે નાસી કેમ ન ગયા ?" આંધળીએ પૂછ્યું.

"જો બહેન, તું મારું ધ્યાન બીજી તરફ ન ખેંચ. નહિ તો વળી મારે પાછું અપરાધી બનવું પડશે."

આંધળી મૂગી થઇ ગઇ. પોતાની સામેના મોટરના આરસામાં જોતાં અવિનાશને જણાયું કે આંધળીની આંખોમાં આંસુ આવી ગયાં હતાં ને ફાટેલા લૂગડાના પાલવ વડે તે આંસુને તે લૂછી રહી હતી.

[ ૩ ]

મોટર કંપાઉન્ડમાં બંગલા બહાર ઊભી રાખી અવિનાશ અંદરના ઓરડામાં ગયો. રમા મોઢું ચઢાવી બેઠી હતી.

"રમા, તારા ઓરડામાં પલંગ ઉપર બીજી ધોએલી ચાદર રામા પાસે પથરાવ તો." અવિનાશે કહ્યું.

"પહેલાં મને એ તો જરા કહો કે તમે સાથે કોને લઇ આવ્યા છો ? ને તમે એને તમારા ઓર-

કામાં શા માટે લઈ જતા નથી ?"

"રમા, તું ધારે છે તેવી સ્ત્રી આ નથી."

"તો કેવી છે ?"

"એ તો આંધળી છે !"

"આંધળી ? તો પછી એને અહીં કેમ લઇ આવ્યા ?"

"મારી મોટર નીચે એ આવી ગઇ. એના પગમાં ઘા થયો છે. ડાૅક્ટરને બોલાવી એને તપાસાવીશું ને પછી જો સાધારણ જખમ હશે તો પાટો બંધાવી હું એને ઘેર પહોંચાડીશ."

રમા કાંઇજ ન બોલી. ચૂપચાપ ઊઠીને પલંગ પર તે ચાદર પાથરવા લાગી. એ જોઇ અવિનાશે કહ્યું: "રમા, જાતે જ શા માટે ચાદર બિછાવે છે ? રામાને બોલાવ ને !"

પહેલાં જાણે કાંઇ બની ગયું જ ન હોય તેવા ભાવથી રમાએ જવાબ આપ્યો ! "રામો કામમાં છે. જાવ. તમે તે ભિખારીને અહીં જલદી લઇ આવો."

થોડી જ વારમાં આંધળીને અવિનાશે પલંગ પર સૂવાડી. ડાૅક્ટરને બોલાવવા મોટર-ડ્રાઇવરને મોકલ્યો. રમાએ ઘા ઉપરથી રૂમાલનો પાટો છોડી નાખી લોશનથી ઘાને કાળજીપૂર્વક ધોયો. ને પછી

બીજે, ધોયેલો પાટો બાંધ્યો.

પલંગની એક કોરે અવિનાશ બેઠો ને બીજી કોરે રમા બેઠી. આંધળીના મોઢા ઉપર આનંદની રેખા તરવરી ઊઠી.

"બહેન, આ બનાવથી તમારા હૃદયને આઘાત તો લાગ્યો જ હશે, નહિ ?" રમાએ આંધળીને પૂછયું.

"મને હૃદય જ નથી, તો પછી આઘાત કયાંથી લાગે ?"

"ના, ના. એવું શું બોલો છો ! તમને હૃદય તો છે, પણ તે બહુ જ કઠણ બની ગયું હોવું જોઈએ."

"કઠણ ?" એટલું કહી આંધળી અટકી ગઈ ને માથું નીચું નમાવી રહી. દિલના ભાવો એના મોઢા ઉપર તરવરી ઊઠયા.

"મને લાગે છે કે તમે કાંઈક વિચારી રહ્યા છો. બહેન, જો જો, મારા પતિને કાંઈ શ્રાપબાપ નહિ દઈ દેતા ? તમારી ગુનેગાર તો ખરું જોતાં હું જ છું. મારા જ શબ્દોને લીધે ગુસ્સે થઈ એમણે મગજનું સમતોલપણું ગુમાવ્યું હતું. ને તેથી જ આવો ગોઝો બનાવ બની ગયો." રમાએ કહ્યું.

રમાનું ખરું સ્વરૂપ અવિનાશની સામે પ્રગટ

થઇ રહ્યું હતું. તે મનમાં ને મનમાં રમાની પ્રશંસા કરી રહ્યો હતો. પોતાના કૃત્યો માટે શરમિંદો બની તે પશ્ચાતાપ કરી રહ્યો હતો.

"બહેન, હું શ્રાપ નહિ આપું! તમે એવી ચિંતા ન કરો. તમારા પતિ તો ખૂબ માયાળુ ને પ્રભુનું માણસ છે. જેણે મારો સોનાનો સંસાર બગાડી દીધો તેને પણ મેં ગાળ સરખીયે......"

"સોનાનો સંસાર બગાડી મૂક્યો? ક્યારે, કેવી રીતે ને કોણે? બહેન, તમારૂં જીવન ખૂબ રહસ્યમય લાગે છે. આંધળી......ઓ, ક્ષમા કરજે, બહેન! મારાથી બળ્યું ભૂલમાં આમ બોલાઇ ગયું. તમારૂં નામ શું?"

"મને 'આંધળી' કહીને જ બોલાવો. એજ મારૂં નામ છે."

"આંધળી! એવું તે વળી નામ હોય?"

"તો કેવું હોય? જેવું મારૂં શરીર, તેવું જ મારૂં નામ."

"તો બહેન, તમે તમારા જીવનનાં એકાદ બે પાનાં અમારી આગળ ન ઉઘાડો?"

આંધળી ખીખીખીખી કરી હસી પડી ને બોલી: "બહેન, મારા જીવનની કહાણી તો અતિ દુઃખદાયક છે. તે સાંભળી તમે શું કરશો?"

"બહેન, તારે તારું હૃદય ખોલવાની ખાસ જરૂર છે. હું તારા હૃદયને બરાબર પામી ગઈ છું. બહેન, સ્ત્રી જ સ્ત્રીના હૃદયને સારી રીતે ને ખૂબ સહેલાઈથી પીછાની શકે છે. તારું હૃદય ખોલી જોવાની મારી ઇચ્છા છે."

આંધળીએ એક નિસાસો મૂકયો ને પછી તે ટેકો દઈ પલંગ પર બેઠી થઈ. અવિનાશ ને રમા મૂગા મૂગા આંધળીની જીવનકહાણી સાંભળવા તૈયાર થયાં.

[ ૪ ]

આંધળીએ પોતાના જીવનની કિતાબ ઉકેલવા માંડી:—

"હું કુળવાન ઘરની કન્યા છું. એક નાના ગામડામાં મારો જન્મ થયો હતો. બચપણ નિર્દોષ ખેલણાંમાં વીતી ગયું ને હું યૌવનને આંગણે ઊભી. મારા માબાપની સ્થિતિ બહુ સારી નહોતી તેથી મારે માટે કોઈ સારો છોકરો મળી ન શકયો. આખા ગામમાં હું રૂપવતી મનાતી. પણ અમારી ન્યાતમાં રૂપ, ગુણ કે ઉંમર ઉપર કોઈજ ધ્યાન નથી આપતું. ધ્યાન અપાય છે ફકત પૈસા ઉપર. બધાજ મુરતિયા વાંકડા માગે છે. મારા માબાપ પાસે પણ મુરતિયાઓએ દમ બાંધીને વાંકડો માગ્યો. તે આપવા જેવી અમારી સ્થિતિ

નહોતી. એજ કારણથી મારે માટે મુરતિયો મળવો મુસ્કેલ થઇ પડયો. જે થોડા મુરતિયા હતા તે બધા ઉંમરમાં મારા બાપથીયે મોટા હતા. બાપ તો વર શોધતાં શોધતાં તદ્દન થાકી ગયા હતા. તેઓ મને ગમે ત્યાં નાખી દેવા—કાગને કોટે બાંધી દેવા તૈયાર થઇ ગયા હતા. પણ મારી મા તેમને એમ કરતા અટકાવતી. એ રીતે મહિના પર મહિના વીતવા લાગ્યા ને ધીરે ધીરે હું મોટી થતી ગઇ.

"ને એક દિવસે મારા સર્વનાશની ઘડી આવી પહોંચી. અમારા ગામમાં દર વર્ષે શિવરાત્રીને દિવસે મહાદેવના મંદિર આગળ મોટો મેળો ભરાય છે. તે વર્ષે ખૂબ સુંદર મેળો ભરાયો હતો. મારા બાપ જેની જમીન ગણોતે ખેડતા હતા તે અમારા જમીનદારનો પુત્ર પણ મુંબઇથી મેળો જોવા માટે ગામ આવ્યો હતો. અમે તેમની જમીન સાંથે ખેડીએ એટલે તે અમને ઓળખે તો ખરો જ ને ? એટલે તે અમારે ત્યાંજ ઉતર્યો. તે દિવસે... . ..." આંધળી બોલ્યે જતી હતી. ને અવિનાશની દૃષ્ટિ સમીપ વર્ષો પૂર્વેનાં દૃશ્યો એક પછી એક બોલપટની જેમ ખડાં થતાં હતાં. આંધળીની કહાણીની શરૂઆત પણ એજ રીતે થઇ હતી. પુરાણી સ્મૃતિઓ જાગ્રત બનતાં અવિનાશના મોઢાનો ભાવ

વિકૃત બની ગયા. રમાના ધ્યાનમાં તે આવ્યા વિના ન રહ્યું.

"કેમ, શું છે?" રમાએ અવિનાશને અધવચ્ચ પૂછ્યું.

"કાંઈજ નહિ." અવિનાશે રમાના પ્રશ્નને અદ્ધર ઉડાવવા પ્રયત્ન કર્યો.

"મારે લીધે તમને કાંઈ દુઃખ થાય છે? કહેતા હો તો હું વાત બંધ કરી દઉં." આંધળીએ પૂછ્યું.

અવિનાશને મનમાં થયું કે આંધળી વાત કરવી સદંતર બંધ કરી દે તોજ સારું!

રમા બોલી ઊઠી: "નહિ, બહેન. તું તારે કહે. મારા પતિનું હૃદય જરા કમજોર છે. આવી વાતો સાંભળવાથી એ દ્રવિત બની જાય છે. પણ હવે તો એ સાવધ થઇ ગયા છે"

આંધળીએ પોતાની કથની કહેવી પાછી શરૂ કરી. રમા પોતાના મોઢા ઉપરના ભાવ જોઈ ન જાય તે માટે અવિનાશ માથું નીચું રાખી તે સાંભળવા લાગ્યો.

આંધળી બોલી: "........તે દિવસ મને બરાબર યાદ છે—હજુયે યાદ છે. જમીનદારના પુત્ર અમારે ત્યાં ઊતર્યા હતા. તેને માટે વેઢમી ને ભજીયાં બનાવવાનાં હતાં. બાપુજી સવારે ખેતરે ગયા

હતા. બા નીચે રસોડામાં રસોઇ કરતી હતી. એટલામાં ભજીયાં માટે માળ ઉપરથી ચણાની દાળનો લોટ લાવવા મારી બાએ મને કહ્યું. લોટ લેવા હું માળ ઉપર ગઈ.

"જમીનદારનો પુત્ર પલંગડી ઉપર બેઠો હતો. તેણે મારા ભણી જોયું. મેં પણ તેની તરફ નજર નાખી. તેનો ગોરો રંગ, સુંદર ને સુંવાળ શરીર, હસતું મોં ને મોટી મોટી આંખો મને ગમી ગયાં. એટલે હું તેને એકીટશે ટગર ટગર જોઇ જ રહી બહેન, હું તો ભોળીભટાક હતી ને હજુયે છું. લોટ નીચે લઇ જવાનું હું સાવ ભૂલી ગઇ. મને નીચે જવાનું મન જ ન થયું. એટલામાં બાની બૂમ સંભળાઈ ને હું નીચે ચાલી ગઈ.

"તે પછી તે જમીનદાર–પુત્ર અમારે ત્યાં ચાર દિવસ રહ્યો. એ ચાર દિવસમાં ધીરે ધીરે તેના સદ્‌ભાવોએ મારા હૃદય ઉપર વિજય મેળવ્યો. એ ચાર દિવસોમાં અમે વર્ષો જેટલી ઓળખાણ કેળવી લીધી. જૂગ જૂગ જૂની ઓળખાણ તાજી થઇ હોય એમ મને લાગ્યું. બંને એકાંતમાં વારંવાર મળ્યા ને મીઠી મીઠી વાતો કરી. વચનોની આપલે કરી. તેના સતત આગ્રહથી પાંચમે દિવસે માબાપને પડતાં મૂકી હું તેની સાથે છાનીમાની મુંબઈ ભાગી

ગઇ. મુંબઇમાં એક નાની સરખી ગલીમાં આવેલા એક નાના ઘરમાં તેણે મને રાખી. મારે માટે–મને રાજી રાખવા માટે તેણે જાતજાતના કીંમતી સામાનથી આખું ઘર ભરી દીધું. તેવો સામાન મેં મારી જીંદગીમાં કદિયે જોયો જ નહોતો ને હવે પછી તે હું જોઇ શકનાર પણ નથી. કંઇ કેટલાયે દિવસો મેં તેની સાથે સુખચેનમાં ને આમોદપ્રમોદમાં ગાળ્યા.

"પણ......પણ એક દિવસ મને અચાનક સખ્ત તાવ આવ્યો. તે સાથે સૈયડબાપજી પણ મને ફૂટી નીકળ્યા. તે આખો દિવસ હું ઘરમાં એકલી પડી રહી. પણ તેમના લગારે દર્શન થયાં નહિ. એક દિવસ, બે દિવસ, ચાર દિવસ, એમ કરતાં દિવસો પર દિવસો વીતી ગયા. પણ તે તો ન આવ્યા તે નજ આવ્યા. નોકર પણ ઘરની થોડીક કીંમતી ચીજો લઇ ભાગી ગયો. હવે શું થાય? નહિ ખાવાનું ને નહિ પીવાનું? ને નહિ કોઇ ચાકરી કરવાવાળું? બહેન, જે રૂપે મને એશઆરામી જીવન અપાવ્યું હતું તે પણ ચાલી ગયું. મોઢા ઉપર શીળીના કાળા કાળા મોટા ડાઘ પડયા. બંને આંખોમાં ફૂલાં પડયાં. તેમની રાહ જોતાં જોતાં મારી બંને આંખો પણ ચાલી ગઇ.

"ને......તેજ દિવસથી હું આંધળી બની.

ઘરનું ભાડું ચઢી ગયું હતું તે, પાડોશીની મદદથી ઘરવખરી વેચી ચૂકવ્યું. બાકી વધેલા પૈસામાંથી હું બાપની શહેરમાં આમતેમ અથડાતીકુટાતી ફરવા લાગી. રાતના ફૂટપાથરી–પગદંડી પર સૂઈ રહેતી. પણ પછી તો પાસે હતા તેટલા પૈસા પણ ખરચાઈ ગયા. એટલે મેં ગલીએ ગલીએ ભટકી ભીખ માંગવી શરૂ કરી.

"બહેન, એવી ભિખારણની સ્થિતિમાં કંઈક વરસો વીતી ગયાં ને આજે યે હું ભિખારી જીવન જ વીતાવી રહી છું." આંધળીએ પોતાની કથની પૂરી કરી.

સમગ્ર કહાણી સાંભળી અવિનાશ ધ્રુજી ઊઠયો. એ કહાણી જેટલી આંધળીની હતી તેટલી જ એની પોતાની પણ હતી! અવિનાશ જ આંધળીનો અપરાધી હતો. એના જ વિષયભોગ પર આંધળીએ પોતાની આંખો વધેરી દીધી હતી. આંધળીના ચરણોમાં લોટી પડી, પોતે જ એનો અપરાધી છે એવો એકરાર કરવાની અવિનાશને પ્રબળ ઇચ્છા થઈ. એટલામાં રમાએ આંધળીને કહ્યું: "બહેન, તારી કહાણી સાંભળી મારૂં હૃદય રડી રહ્યું છે. જમીનદારના તે વિષયી પુત્ર–રાક્ષસી કૂતરાએ જ તારૂં કુમળાં ફૂલ જેવું જીવન ચગદી નાખ્યું. બહેન, જો

તે નરપિશાચના તને ભેટો થાય-તારી સામે આવી ઊભા રહે તો તું શું કરે ?"

"શું કરું ? ભગવાનને પ્રાર્થના કરું કે તેનું કોઈ પણ રીતે ભલું કરો. હું તો મારું સર્વસ્વ ગુમાવી બેઠી છું. હવે તે કાંઈ થોડું પાછું આવનાર છે ? એ માટે હું તેનું અશુભ શા માટે ઇચ્છું ? તે ગમે તેવો હશે તો યે મેં તો તેને હૃદય અર્પી દીધું હતું. તે જ્યાં હોય ત્યાં ભગવાન તેને સુખી રાખે."

અવિનાશથી ન રહેવાયું. તે બોલી ઊઠયો: "કનુ, તારાં આ વેણ મારા માટે કાતીલ ખંજર બની રહ્યાં છે ને આ રીતે તું ફક્ત મારા શરીરને નહિ પણ મારા આત્માને પણ દંડી રહી છે."

"શું બોલો છો, અવિનાશ !" રમા ચમકીને એકાએક બોલી ઊઠી.

"રમા, રમા, હું જ આ આંધળી કનુનો અપરાધી છું, ગુનેગાર છું. મારા લીધે જ એણે ઘર છોડયું, સગાવહાલાંને તજ્યાં ને માબાપને ઠોકરે માર્યાં. મારે માટે જ એણે આંખોનું નૂર ગુમાવ્યું. કનુ, કનુ, હું તારો ગુનેગાર છું." અવિનાશ હૃદય ઉપરનો કાબૂ ગુમાવી જેમ ફાવે તેમ બોલ્યે જતા હતા.

"તમે ?" રમા અધવચ્ચ બોલી પડી.

"તમે ?" આંધળીએ પૂછ્યું.

અવિનાશે આંધળીના પગ પકડી લીધા. તે અડગ રીતે બેસી રહી. તેના શરીરમાં હાલવા જેટલી શકિત પણ રહી નહોતી. રમા ત્યાંથી ઊઠી ઝડપથી બીજા ઓરડામાં ચાલી ગઇ.

આંધળી કમુ હળવેથી પોતાનો હાથ અવિનાશના મોઢા ઉપર ફેરવતાં બોલી: "અવિનાશ, તું જ તે છે, ખરૂં ? આહ ! મેં તારી કેટકેટલી રાહ જોઇ હતી ! આખરે આટલા વર્ષ પછી પણ તું મને મળ્યો ખરો !"

"હા."

"ઓહ ! ઓહ ! અવિનાશ !" કમુના મોઢામાંથી એક હાયકારો નીકળી ગયો.

"કમુ, તારી તેજહીન આંખો મારાં પાપોની કહાણી મૂક ભાષામાં મને સંભળાવી રહી છે. **તારી પાસે જ્યારે દૃષ્ટિ હતી ત્યારે હું આંધળો બની ગયો હતો.** આજે તારી પાસે દૃષ્ટિ નથી તે વાત મારાં ચક્ષુને ખોલી નાંખે છે. અરેરે, મારાં એ પાપોનું પ્રાયશ્ચિત કોણ જાણે કેવું હશે ?"

એટલામાં હાડવૈદ આવી પહોંચ્યો. તેણે પગનું ભાંગી ગયેલું હાડકું બેસાડીને અવિનાશને કહ્યું કે દર્દીને હોસ્પીટલમાં મોકલી દેવાનું વધારે ઠીક પડશે.

ડાકવૈદના ગયા બાદ રમા ત્યાં આવી લાગી ને તેણે અવિનાશને પૂછ્યું: "ડાકવૈદે શું કહ્યું ?"

"હોસ્પીટલમાં લઈ જવાનું." કહેતાં અવિનાશે મૂગા મૂગા રમા ભણી જોયું. રમાએ પણ ભાવપૂર્વક અવિનાશ તરફ નજર તાકી. પછી તે બોલી: "નહિ. એને હોસ્પીટલમાં નહિ લઈ જવા દઉં. એ તો મારી સગ્ગી બહેન થાય. હું જ એની આંખો બનીશ. ગમે તેટલો ખર્ચ થાય-એની માવજત ને ઇલાજ અહીં જ--આપણે-એટલે કે આપણા ત્રણને ઘેર જ થશે. આજથી એ આ ઘરની દેવી બની રહેશે. તમારૂં પ્રાયશ્ચિત એમાંજ છે. એને જોઈ રોજ તમને તમારાં પાપો યાદ આવશે. ને એ આત્મિક વેદનાજ તમારૂં શુદ્ધ ને સાચું પ્રાયશ્ચિત બનશે." એટલું કહી રમા આંધળીને જોરથી ગળે બાઝી પડી.

–ત્યારે આંધળી રડી રહી હતી.

ને અપરાધી અવિનાશ પણ માથું નીચું ઢાળી પોશ પોશ આંસુએ રડતો હતો.

ત્રણની બનેલી એ બેલડી રડતી હતી !



# મહોબતનિષેધ !

## [ એક ગ્રામચિત્ર ]



રત્તન રૂસ્તમજી મારશલ

"મીઠી મહેરૂ, હાલને કાજ તો તને મારી આ સેવટની સલામ છે. કાલે હવારે હું ગામ છોરી ચાયલો જવાનો. કાં ઠર પરવાનો તે તો ખોદા જાણે. નોકરીચાકરી કરી, પેટે પાટા બાંધી, ગમે તેમ પણ પ્રમાણિકપણે દારરોટલી મેળવવા કોશીશ કરા અને ગૈરી પાળવા જેટલી ગુંજાશ થહે તેવારે તને હોધતો પાછો આવવાનો. તેવારે તું છૂટી હોશે તો તને મારી બનાવવા."

મજબૂત બાંધાનો, આસરે ત્રીસની ઉંમરનો મર્દ પોતાની સામે ઊભેલી જુવાન નારને આ શબ્દો સંભળાવતો હતો. નારની આંખમાં આંસુ હતાં અને આ શબ્દો સાંભળતાં તે વધારે ને વધારે પ્રમાણમાં વહેવા લાગ્યાં.

"મહેરાં" તે પુરૂષે ફરી બોલવા માંડ્યું. "તારે

એમ રડવું જોઈતું નથી. ગરીબીમાં જીવેલાં આપણે ગામડીઆંઓ શહેરમાં વસતા કહેવાતા શીખેલા સુધરેલા આપણને ગમાર અને અભણ કહે છતાંએ આપણે ગમે તેવા મહાભારત દુઃખને મૂંગે મોંએ ખમી લેતા આવેલા છીએ, તો પછી આવી વાતમાં આંસુ પારવા તારે માટે ઠીક નહિ કહેવાય. મહેરાં, મારી સામે જો, મારી આંખમાં જો ને તારામાં ફરી હિંમત આવશે."

તે જુવાન નારે તેની આંખોમાં જોયું. તેને ખુશાલ કરવાને મરદે મોં હસતું કર્યું. પરંતુ આંસુ સારતી તે આંખો તો વધારે અશ્રુઓથી જ ભરાઈ ગઈ.

"મહેરૂ, મારે તને આજે એક અગતની વાત કરી દેવાની છે. હું અહીંથી ચાલીઓ જાઉં છું પણ આપણે નક્કી કરી રાખેલી વાતથી તને મોકલી કરતો જાઉં છું. ફરી પાછો બીજે ધંધેધાપે હું ક્યારે લાગસ તે તો ખોદા જાણે. બેકારીના આ દિનોમાં જેવારે ભલભલા ભણેલાઓ ભૂખે મરતા છે તીવારે મારા જેવા અભણને, દારૂના ટોપટાં ભરી જાણનાર પીઠાંવાળાને કોણ નોકરી આલશે તે તો તું હમજી હકશે. અને તેથી મહેરાં, બોલતાં મારી જીભ પણ કપાઈ જાતી છે કે મહેર, તને બીજને કામ

સારો આદમી મળે તો જરૂર તેનો હાથ કબૂલજે અને સુખી થાજે. તને સુખી થયલી જોઈ, તું સુખી છે એ ખબર દૂર દૂરથી સમજીને પણ, હું સુખી જ થવાનો."

આ શબ્દો સાથે, સામે ઊભેલી સ્ત્રીને આંસુ ન સારવાની સલાહ આપનાર તે જોરાવર મર્દની આંખમાં પણ અશ્રુ ધસી આવ્યાં. એ આંસુઓને છુપાવવા તેણે ઘડીભર પોતાનો ચહેરો બીજી તરફ ફેરવી તે ખંખેરી નાંખ્યા. એના શબ્દોના જવાબમાં તો તે સ્ત્રીનાં ફક્ત ડચકાં જ સંભળાયાં.

"તેવારે હું હવે જાતો છું, મહેરાં, કાલે સવારે હું આ ગામ છોડી જવાનો. પાછો અહીં આવવાનો કે નીહ તે તો, તે સાહેબ જ જાણે; પણ ગામમાં ગુજારેલા સુખી દિનો અને તારી મીઠી મુલાકાતો હું હદા યાદ કરતો રહેવાનો મારી હામે આવનારી હવે પછીની મુસીબતોમાં એ મીઠી યાદો મારી દવાઈ થઈ પરવાની. મહેરાં, મારી માને ને બેનને જોતી રેજે."

"સીધાર બહાદુર" આખરે તે નાજુક નારનો અવાજ સંભળાયો: "એ મીઠી મુલાકાતો મારા જીગરમાં એ કાયમની જગા મેળવવાની. સુખી રેજે બહાદુર. જાં જાય તાં સુખી ને સુખી રેજે એ

તને મારી આજની દુઆ છે. હંમેશની મારી તને એ જ દુઆ રહેશે."

"તેવારે સલામ, મીઠી મહેર. જીવહું તો એક દિન ફરી મલીશું."

મહેરાં ધસાધસ રડી પડી. બહાદુર પણ રડયો. પણ એમ રડયા કરવે એ વાત પૂરી થાય એમ નહિ હોઇ તેણે ચાલવા માંડયું. મહેરાં તેને જતો જોઇ રહી. થોડેક ચાલ્યા બાદ, ગલીમાં વળી જતાં પહેલાં બહાદુરે પાછળ ફરી જોયું અને તે ચાલ્યો ગયો. તેઓ એકમેકને દેખાતાં બંધ થયાં.

( ૨ )

ભરૂચ જીલ્લામાં આવેલું એક નાનકડું ગામડું હતું. ગામની વસ્તીમાં પારસીનાં ફકત બેજ ઘર હતાં. એક બહાદુર પીઠાવાળાનું અને બીજું નાનાભાઇ જાગીરદારનું. બહાદુરનું ગામમાં દારૂનું પીઠું હતું એટલે એનું મૂળ ભૂલાઇ જઇ એ બહાદુર પીઠાંવાળા તરીકે ગામમાં ઓળખાતો. તે પોતે, તેની મા અને એક બહેન-એટલાનું એનું કુટુંબ હતું. બાપ તો તેની જુવાનીમાંજ મરણ પામેલો એટલે માએજ સીવીસાંધી એને અને એની બહેનને ઉછેર્યાં હતાં. એ મોટો થયો એટલે પીઠું લઇ દારૂ વેચવા બેઠો. હરાજીમાં નક્કી કરવી

પડતી મોટી મોટી સરકારને ભરવાની રકમોને લઈ ધંધામાં એ માલદાર તો ન થયો, પરંતુ આબરૂદરકારથી પોતાને અને પોતાની માબહેન માટે દાળરોટી મેળવવા જેટલું તે કુટી કહાડતો. અને તેની માની એ રોજીંદી પ્રાર્થના હતી કે તેઓના હાથમાં પીછું ચાલુ રહે અને તેઓ પ્રમાણિકપણે પોતાના ગુજરો કરતાં રહે. "ખોદા લાજ શરમ રાખે ને બુઢાપામાં કોઈના ઓશિયાળા ના બનાવે." એમ તેની મા વારે વારે બોલતી.

નાનાભાઈ જાગીરદાર નામે જ જાગીરદાર હતા. એક વખત એમના કુટુંબની ભરૂચ જીલ્લામાં મોટી જાગીરો હતી, એટલે એમનું મૂળ દારૂવાળા, ગોળવાળા કે કેળાવાળાનું નામ ભુલાઈ ગયું અને કુટુંબ જાગીરદાર તરીકે ઓળખાવા લાગ્યું. પરંતુ રામ અને રાવણના રાજ્ય ગયાં, સિકંદર અને અને જમશેદની જાહોજલાલી જમીનદોસ્ત થઈ, ઝાર અને કયસરના કિલ્લા કડડભૂસ થયા, ત્યાં જીલ્લાના આ જાગીરદારની જાગીરદારી અમરપટો કયાંથી લખાવી લાવે? સમયના વહેણમાં એ કુટુંબ પણ સપડાયું. જાગીરોનો મોટો ભાગ શાહુકારોની સમૃદ્ધિ બન્યો અને એ કુટુંબ નામે જ જાગીરદાર રહ્યું.

જે થોડી ઘણી જાગીર રહી તેમાંથી નાનાભાઈ

અને તેમના કુટુંબનું માંડ માંડ ગુજરાન થતું. કાંઇક ખટપટીયા ખવાસની પત્ની, એકત્રીસ વર્ષની વયની -માથી તદ્દનજ ઉલટા સ્વભાવની એક દીકરી, ચૌદ પંદર વર્ષનો એક દીકરો અને પોતે-એટલું એમનું કુટુંબ હતું. દીકરાં હવે સાસરે સિધાવે અને દીકરો સહેજ મોટો થતાં કાંઈ કામધંધે લાગી ઘરમાં બે પૈસા લાવતો થાય એ નાનાભાઇની મૂગી પ્રાર્થના હતી.

ગામમાં પારસીનાં બેજ ઘર અને નાની વસ્તી, એટલે સ્વાભાવિક રીતે જ જાગીરદાર અને પીઠાંવાળા કુટુંબનાં માણસોને એકમેકને ત્યાં ખૂબ અવરજવર હતી. એકમેકના દુ:ખમાં બન્ને કુટુંબો સહાય થતાં અને જાણે એકજ કુટુંબનાં સભ્યો ન હોય એવા સંપ અને એખલાસથી વસતા. મર્દો તો મોટે ભાગે આખો દિવસ ગામમાં રોકાતા, પણ નાના-ભાઇની દીકરી મહેરાં ને બહાદુરની બહેન રૂપાંને એવાં સહિયારાં બાઝેલાં, કે એ તો રોજ એકમેકને મળતાં, એકમેકને ઘર અવરજવર કરતાં.

જાગીરદારની મહેરાં તેના નામ પ્રમાણે માયાળુ હતી. સ્વભાવે મળતાવડી, મિજાજે નરમ, કદમાં નાનીશી, ચહેરે મોઠી અને બીજાઓ સાથના વર્ત-નમાં તો સાચેજ તેના નામ પ્રમાણે મહેર હતી.

એના પિતા નાનાભાઈ એના પર વીલો પડતો, એને વારે વારે પાસામાં ચાંપતો અને "મારી મીઠી મહેરાં" કહી વહાલથી સંબોધતો. મહેરાં હતીજ એવી માયાળુ અને મીઠી, કે ગામના સઘળા માણસોને પણ તે મીઠી લાગતી.

મીઠી મહેરાંના આ ગુણોનો બહાદુર પીઠાવાળો પરસ્તાર બન્યો હતો. તે તેના ઘરે રૂપાને મળવા આવતી ત્યારે તેને બરોબર પિછાનવાની એને સારી તક મળતી. તે અંતરથી ઇચ્છતો થયો હતો કે મહેરાં પોતાની મહારદાર બને, પોતાની જીદંગીની ભવિષ્યની ભાગીઅણ બને. અલબત્ત, એ તેની મૂગી ઉમેદ હતી, પણ તેના જીગરમાં શું હતું તે તેની મા અને બહેનથી છુપું ન રહી શક્યું અને તેઓએ પણ મનમાં આશા બાંધી કે મહેરાં બહાદુરની ભાગીઅણ બને, તેના જંજાળભર્યા જીવનનો આરામ બને.

અને મહેરાં ? એ તો ભલીભોળી હતી. એના જીગરમાં હજી સુધી કાંઈ ઊથલપાથલ નહોતી થઈ, પરંતુ એને બહાદુર માટે મનમાં સારો ખ્યાલ તો ખરોજ. પીઠાંવાળાનો બહાદુર ધંધે પીઠાંવાળો હતો પરંતુ જીંદગીમાં તે એવા ઘણાએક ગુણોનો માલિક હતો, કે જેવા ગુણો સઘળાજ માલદારો અને

ઓધ્ધેદારો ધરાવવાને ભાગ્યશાળી નથી હોતા. અને તેના આ સદ્‌ગુણોથી મહેરાં પણ સારી રવેશે માહિતગાર હતી. બહાદુરને માટે નાનાભાઇ જાગીરદારને પણ સારું માન હતું અને એ પણ કોઈ કોઇ વેળા વિચાર કરતા કે મહેરાં બહાદુર સાથે ગોઠવાઇ જાય તો કેમ ? પોતાની ટીચકાંબાજ પત્નીના વિચાર આવતાં એ ખ્યાલ તેઓ મનમાંથી કહાડી નાંખવાની કોશીશ કરતા, બાકી એમનામાં તો ખાનદાનીની ખુમારી રહી નહોતી. એ સારી રીતે સમજતા હતા કે જાગીરદાર અટક પોતાને પિતાના પુત્ર તરીકે મળી હતી. પરંતુ એ અટકને શોભાવે એવો જાગીરનો વારસો નહોતો મળ્યો. એટલે જાગીરદારની દીકરી પોઠાવાળાની વહુ બને તો તેમાં ખાનદાનીના ફુરબાની કરવાની વાત તો નહોતી જ !

(૩)

બહાદુરે જ એક વખતે લાગ જોઇ પોતાના દિલનું દર્દ મહેરાંને સમજાવ્યું. રૂપાંને મળવા આવેલી મહેરાંને એક દિન વાતોનાં ગાલ્લાં હાંકતાં મોડું થયું એટલે તેને એકલી પાછી ન ફરવા દેતાં તેને ઘેર મૂકી આવવાને રૂપાંની માએ બહાદુરને હુકમ ફરમાવ્યો. બહાદુર તો તૈયાર જ હતો. દર્દીને

દિલપસંદ દવાજ દાકતરે ફરમાવી હતી. અનેક વેળા કલ્પેલો પ્રસંગ નજદીક આવ્યો.

બહાદુર કાંઈ શીખેલોભણેલો નહોતો કે આજના જુવાનોની પ્યારમહોબત કરવાની રીત તે કોલેજ કે બહાર કેથેથીએ શીખી લાવે. ગામડામાંજ રહેલો, એટલે એણે નાટકસીનેમા પણ નહોતા જોયેલા, કે ત્યાંથી પણ જીગરનો બંધ ખુલ્લો કરવાનો વેદ એ ભણી લાવે. પણ ફિલસુફી અને કવિઓએ કહ્યું છે કે એ બાબતનું શિક્ષણ લેવા માટે મહોબતની મકતબમાં તાલીમ લેવા જવાની કશીજ જરૂર નથી ! એ તો આપમેળેજ શીખી લેવાય છે ! એટલે બહાદુર પણ જીગરના બંધ ખુલ્લો કરવાની કલા આપ મેળેજ શીખી ગયા હોય, તો તેમાં—આ વીસમી સદીમાં—અજબ થવાનું ન હોય.

“મહેરાં” બહાદુરે જીગર ખોલવા માંડ્યું. “મારે આજે તારી હાથે એક ભારે કામની વાત કરવાની છે. તું ને રૂપાં ચોપડીનાં પોથાં લઈ વાતો તો બહુએ વાંચતા છો એટલે એવી એવી વાતો તો બહુએ વાંચી ઓહિ, પણ આજે જરા મારા મોંએ પણ એ વાત સમજી લે.”

મહેરાં અચરજ પામી. અજાયબીથી તેણે બહાદુરના ચહેરા તરફ જોયું અને તેની આંખોની

મસ્તી જોતાંજ તેણે શરમથી મોં નીચું કર્યું.

"ના શરમા, મહેરાં!" બહાદુરે દિલનું દાસ્તાન આગળ ચલાવ્યું: "એક જ નજરમાં તું મામલો સમજી ગઈ, ખરી ને! ચાલ કંઈ નીહ. મને બોલવાનું ને કેવાનું ઓછું થીયું. મહેરાં, મહેરૂ, તું મારી મોહરદાર બને એ મારી કેટલા વખતની ઉમેદ છે."

મહેરાં કશું જ ન બોલી. એ નીચું જોઈ રહી. ભલીભોળી બાળા, એ જવાબે શું દે? ગામડાની એ ગોરી કાંઈક ગભરાઈ, પરંતુ તેને બહાદુર પ્રત્યે રોષ તો ન જ આવ્યો.

"મહેરાં, તું એ વાત પર વિચાર ચલાવજે ને તારી રાજીખુશી હોય તો મને જણાવજે. હું મારાં માય પાહે તારાં માયને કેવરાવીશ. બેઅદબી થઈ હોય તો માફ કરજે, પણ જીગરનો ભેદ છૂપાયલો તે કયાં લુગી રાખું? એ છૂપાવેલો કાંઈ થોરો છૂપાતો છે?"

અને મહેરાંનું ઘર આવી લાગ્યું. કાંઈક ગુંચવાયલી, ગભરાયલી એ સુંદરી હંમેશ માફક "આવજો હું ભાઈ, માફ કરજો." કહેવા વિનાજ આજે ઘરમાં દોડી ગઈ. એટલે બેઠેલા નાનાભાઈ સાથે બે પાંચ મિનિટ ટોલટપ્પા લગાવી બહાદુર ઘરે પાછો ફર્યો.

અને પંદરેક દિવસ પછી જ્યારે ફરી પાછા એવી મુલાકાતનો પ્રસંગ ઊભો થયો ત્યારે બહાદુરે ફરી એ વાત ઉપાડી. આ વેળા મહેરાંએ પણ સહેજ મોં ઉઘાડયું અને તેઓએ કેટલીક વાતો કરી. તે સઘળી વાતોમાં માથું મારવું યોગ્ય ન કહેવાય; પણ એટલું જાણવું પૂરતું થઈ પડશે કે મહેરાંએ બહાદુર પ્રત્યે પોતાની પસંદગી દર્શાવી અને માતપિતાની સંમતિ મળે તો બહાદુરની માગણી સ્વીકારવામાં કશો વાંધો નથી એમ કબૂલ્યું.

જમાના! જમાના! તું કેટલો બદલાઈ ગયો! ગઈ કાલે ગામડાની સ્ત્રી પ્યાર અને મહોબત શબ્દોના અર્થ સમજી પણ નહોતી શકતી. પરપુરૂષની સાથે પ્યાર અને પરણવાની વાતો કરવી એ તો તેમને માટે કલ્પેલી પણ નહિ એવી વાત હતી. અને આજે? આજે ગામડામાં પણ પરિવર્તનનાં પૂર આવ્યાં જાય છે. બહાદુર અને મહેરાંએ કરી એવી વાતોના નાદ આજે ગામડામાં પણ કોઈ કોઈ વેળા સંભળાય છે.

(૪)

ચાર માસ વીતી ગયા અને એક દિન ફરી પાછા મળતાં બહાદુરે મહેરાંને જાણે મોતના જ સમાચાર સંભળાવ્યા. બહાદુર ગામ છોડી જતો

હતો—કાંઈ નોકરીચાકરીની શોધમાં. સરકારની શરાબનિષેધની નીતિને લઈ ગઈ તા. ૧લી સપ્ટેમ્બરે તેને પોતાનું પીઠું બંધ કરવું પડયું. તેની રોજી અને તેના કુટુંબની રોટીનું એકલું સાધન તેણે ગુમાવ્યું. પોતાને અને કુટુંબને માટે સૂકો રોટલો મેળવવો મુશ્કેલ થઇ પડયો ત્યાં ભવિષ્યની ભાગી-અણુનો વિચાર તો હવે કયાંથી જ કરી શકાય? મહેરાં સાથના સુખી સંસારી જીવનનાં સેવેલાં સ્વપ્નાં એક ઘડીમાં કડડડભૂસ થઈ ગયાં. ગામ છોડી જવાને આગલે દિને એ ફરી મહેરાંને મળ્યો અને નામ જેવા જ બહાદુર દિલના બહાદુરે મહેરાંને સાફ સાફ સમજાવ્યું કે કલ્પેલું સુખી સંસારી જીવન વીતાવવાની સઘળી આશાઓ હાલ તો કબરવાસ થઈ હતી અને તેથી મહેરાં કોઈ પણ આસામીનો હાથ સ્વીકારવાને છૂટી હતી.

*

"કેમ મહેરાગાંય, કાંઈ ઘણે દારે આવી ની? બહાદુર ઉતો તેવારે તો વારે વારે આવતીતી ને હવે હું ને રૂપાં એકલાં પયરાં તેવારે તેં પણ આવવાનું ઓછું કરી નાયખું, દીકરા!" ઘરે મળવા આવેલી મહેરાંને આવકાર આપતાં બહાદુરની મા બોલી.

જવાબ શું આપવો તે સમજ ન પડવે

મહેરાં મૂંગી ઊભાં રહી, પણ ભલી રૂપાં એની મદદે આવી: "આવ, આવ, મહેરાં, ભલે આવી. માયજી તમે બી શું જો! એ બિચારી ઘેરમાં આવે તેટલાંજ તમે તો એને હવારી ખાધી. કામકાજમાં રોકાયલી હોય તો નીહ પણ અવાય."

અને હવે મહેરાંની જીભ પણ ઉપડી: "હા, માયજી, મુકતાદના દિવહોની થાક ને ઘેરમાં વરી ઊંચુંનીચું કરવાનું તે મારાથી આવવાને બનીયું નહિ. પણ માયજી, તમે ખુશીમજામાં તો ખરાં ને?"

બુઢાં સૂનામાયે ઊંડો નિસાસો મૂકયો. "ખુહી ને મજા? બોલજ ના દીકરા. એકનો એક હીરા જેવો દીકરો વગર વાંકે ભટકતો થયો. જૂનો ધંધો કાંઇએ ગુના વિના ઝૂંટવાઈ ગયો. અનાજપાણી વિના ભૂખે મરવાના દિન હવે નજીક આવેલા. કેવી ખુહી ને મજા, મહેરાં મા?" અને ફરી સામાનું જીગર હચમચાવી મૂકે એવો નિસાસો મૂકી, સુનામાયે આંખમાં ધસી આવેલાં આંસુ ખંખેર્યાં.

"માયજી, ફરી તમે નાહિંમતવાન બનીઆં?" માતાની પાસે આવી તેમને બરડે હાથ ફેરવતાં રૂપાં બોલી: "ધંધો ઝૂંટવાઈ ગયો, પણ આપરો ખોદા થોરો આપરી પાસેથી ઝૂંટવાઇ ગયો છે? તે મહાન સાહેબ આપરી દાદફરિયાદ લેનારો

કેવો બેઠેલો છે? મારો બહાદુર ભાઈ જરૂર કાંઈ કામેકાજે લાગી જઈને આપરી ફિકરચિંતા ઓછી કરી લાખહે."

"મારો બહાદુર! મારો બહાદુર બેટો! એ ગામ છોરી રખરતો થયો. ગરીબના નહીબ જ ગરીબ. ખોદાયજી, મારા એ અશરાફ બેટાની દાદ લેજો; એને હુખી કરજો. મહેરાં, તુંને હું કેઉં મારા એ દીકરાની અશરાફીની વાત? મુહીબતમાં પથરો પથરો પણ મને એ કેવું દિલાહાનું કાગજ લખતો છે?"

"શું બહાદુરનો કાગજ આયો છે! એ કાં છે હમણાં?" મહેરાંના મુખમાંથી પ્રશ્નો બહાર પડી ગયા.

"મુંબાઈમાં, દીકરા!" સુનામાયે જવાબ વાળ્યો. "આજે જ હવારે એનો કાગજ આવેલો. તેમાં બિચારો પોતાના કરમની કાંણી રરતો છે. રૂપાં, જોની, એ કાગજ કાં છે? મહેરાંને વાંચી હંભરાવની. જાગીરદારવાળાને પણ દુવાહલામ કહેવાને એ લખતો છેની."

બિછાનાના તકિયા તળે દાબેલો કાગળ કાઢી રૂપાંએ તે વાંચવા માંડયો. બીજી વિગતો ઉપરાંત તેમાં લખેલું હતું કે "માંયજી, મારી મુસ્કેલીઓ-

નું સું બીઆન કરૂં ? મુંબાઈ જેવું મોડું શેર, સુધરેલું ને ભણેલું ને આપરે પયરા અભણ. એટલે જાં જઇએ તાં આપદા ને અરચન. છેલ્લાં પંદર સોલ દાડામાં ઘણા જણને મયલો, નોકરીએ રાખવા કાલાવાલા કયરા, પગેહાથે પણ પયરો. બધા બસ એમ જ પૂછે કે કેટલું ભણેલા છો ને આગલા કામનો અનુભવ કેટલો છે. એ લોકો જેવારે મારો અભીયાસ ને અનુભવ હમજે તેવારે ખરખર હસે ને મને બાર મૂકી આવવાને સિપાઇને હુકમ કરે. માયજી, ગામમાં ગરીબરા તો યે આપરે કેવા સુખી ! અહીં તો ડગલે ને પગલે અપમાન થાય. પણ કેવા કોણને જઇએ ? હીખયા-ભાગીઆ નીંહ તે પછી અપમાન ખમવા જ પરેની. માયજી, રૂપાંબેન, તમે આ બધું વાંચીને દુઃખી રખે થતાં. એ દિવસો પણ વહી જવાના. ખુદાયજીને જેટલી કસોટી આખરી કરવી હોશે તેટલી કરહે ને જીવારે મને ઠેકાને પારહે તીવારે હું તમોને બોલાવા દોરતો કે આવી ઊભો રેવા. માયજી, તમે રરતાં-કકરતાં ના, પણ ખોદા પાસે દુઆ માંગજો કે તે આપુને મદદ કરે 'ને મુહીબતોમાંથી જલદી આપરો છૂટકારો કરે.

"જાગીરદારવાલાંઓ મલે તીવારે તેમને સઘળાંને

દરેકે દરેકને મારી ઘણી ઘણી સલામ કહેજો ને કહેજો કે બહાદુર તમને ભૂલી નથી ગીયો."

આ કાગળ જ્યારે વંચાતો હતો ત્યારે ઓરડામાં અજબ વાતાવરણ જામ્યું હતું. સુનામાયની આંખોમાંથી આંસુ વહ્યે જતાં હતાં. તે લુછવાને તેઓએ તેમનો તપકીરથી ખરડાયલો રૂમાલ મોંએ દાબ્યો હતો. રૂપાંની આંખોમાંથી પણ અશ્રુધારા વહેતી હતી અને કાગળ પકડેલો હાથ પણ ધ્રૂજતો હતો. અને મહેરાં? એની હંમેશની માયામમતાભરી આંખમાં ઝળઝળિયાં આવ્યાં. એનું કોમળ જીગર ચુંથાઇ ગયું. આંસુઓ છૂપાવવા એણે મોં ફેરવી નાંખ્યું અને બારી નજદીક જઇ ઊભી—જાણે બહાર ન જોતી હોય, તેમ.

"ગરીબ બિચારો બહાદુર. એ હવે કેકાણે પચરો ને દારા પાયકા.'' મદ્યનિષેધ—જેને કાજે મહોબતનિષેધ કર્યો હતો, તે મહેરાં મનમાં એટલુંજ બોલી શકી.

"આ......હ," જીગર ચીરી નાંખે એવો નિસાસો સુનામાયે ફરી મૂકયો, ને રૂપાં ને મહેરાં એમની નજદીક દોડી ગયાં.

---

ગાડી ઉપડવાનો ઘંટ વાગ્યો. હું ગુપચુપ બારીની ધારે બેસી સ્ટેશન પરની લીલા જોઇ રહ્યો હતો. લોકોની જબરદસ્ત ભીડ અને કોલાહલ મચી રહ્યાં હતાં. એ લોકોને વખતસર આવવું નહિ, ને સગવડ સોળેસોળ આના જોઇએ !— ઇત્યાદિ વિચારમાં હું હતો, એવામાં દસેક મારવાડી સ્ત્રીઓનો સંઘ મોટાં મોટાં ગાંસડા પોટલાં ઉપાડી આવી પહોંચ્યો. બે ચાર ડબ્બામાં તપાસ કરી જાણ્યું કે સરસામાન મૂકવાની પણ જગ્યા નહિ મળે, તો બેસવાની વાત જ ક્યાં રહી ? —ત્યારે હુડુડુડુ કરતાં સૌ મારા ડબ્બા આગળ દોડી આવ્યાં. બધાં એક પછી એક અંદર ભરાયાં ! માલસામાનના ગાંસડા અને ડઝન જેટલાં નવાં માણસ એક જ ડબ્બામાં પેઠેલાં જોઇ હું અકળાયો

ને બહાર ડોકિયું કર્યું તો એક વૃદ્ધ ગૃહસ્થ એક પંદરેક વરસની છોકરીનો હાથ ઝાલી મારા ડબ્બા આગળ આવતો જણાયો; અને ડબ્બાની અંદર ઉંચી આંખો કરી નજર કરતાં અંદરનાં માણસોની દુર્દશા જોઈ ગભરાયો; પણ ઇજીનમાંથી ધૂમાડા નીકળવા શરૂ થઈ ગયા હતા અને ગાર્ડ હાથમાંનો લીલો વાવટો હલાવવાની તૈયારીમાં હતો. આથી બાજુનો ડબ્બો બતાવી તેણે છોકરીને કહ્યું: "બેન, તું સ્ત્રીઓના ડબ્બામાં બેસ. હું અહીં બેસી જાઉં છું.

તેને એકલી જુદે ઠેકાણે બેસાડવાનું વૃદ્ધને જરાયે દિલ ન હતું એમ તેના મો પરથી સ્પષ્ટ લાગતું હતું; પણ બીજો ઉપાય ન હતો.

સૌ અંદર બેસી જતાં કારમી સીસોટી વાગી અને ગાડી ઉપડી.

જેમ તેમ મારી નજીકમાં જ જગ્યા કરી વૃદ્ધે આસન લીધું. પછી ખીસામાંથી પાકીટ બહાર કાઢી બે ટિકીટ તપાસી જોઇ, ને પૈસાટકા પણ અંદાજથી તપાસી લીધા. એટલામાં કોઇક વસ્તુ અચાનક યાદ આવી. એટલે ગભરાતાં ગભરાતાં કોટ, જાકીટ, બંડી એમ બધાંય કપડાંનાં ખીસાં વારંવાર તપાસવા માંડયાં. પણ કાંઈ પત્તો ન લાગ્યો. આખરે મહામહેનતે કપડાં ઉંચાનીચાં થતાં એક ગુપ્ત

ખીસામાંથી ધારેલી વસ્તુ નીચે નીકળી પડી તે તેણે અજાયબીથી ઉપાડી લીધી! "આહ! જડયાં ખરાં!" એમ ગણગણતાં ખોખું ખોલી ઘણા પ્રેમથી તેણે તે ચશ્મા લૂછી નાકે ચડાવ્યાં અને આમતેમ જરા જોઇ લઈ પાછાં જેમનાં તેમ ઠેકાણાબંધ મૂકી દઇ સ્વસ્થ થઇને બેઠો.

વૃદ્ધનું શરીર જરા સ્થૂળ હતું એટલે મારે મારી જગ્યાએથી ખસતા ખસતા બહુ થોડી જગ્યામાં સમાવેશ કરવો પડયો, પણ તેની કંઇ મને ઝાઝી અગવડ ન લાગી. મનની એવી વૃત્તિજ નહિ! અને એવા માણસને જરા વધારે જગ્યા જોઇએ એ સ્વાભાવિક હતું!

આમ, સંપૂર્ણ સુખસગવડથી બેઠા પછી, મારવાડીઓનો સરસામાન અને કદાચ તેમની ભાષામાં ચાલતો વાર્તાલાપ કંઇક કંઇક સમજવાનો તે પ્રયત્ન કરવા લાગ્યો. તે પછી કેટલીક વારે મારા પર નજર પડી એટલે મને કહ્યું: "મિસ્ટર, કયાં સુધી?"

"માઉન્ટ આબુરોડ–"

"આં હાં, ત્યાંજ કે?"

મેં કહ્યું: "રજા પડી છે એટલે જરા હવાફેર માટે! સાંભળવા મુજબ ત્યાંના પહાડોનું દશ્ય

બહુ રમણીય છે અને ઝરણાંનું કુદરતી સૌન્દર્ય, દેલવાડાનાં મંદિરો, અચળગઢ......"

વૃદ્ધ ગૃહસ્થે મારા તરફ ઝૂકી પડી કંઇક હસતાં હસતાં કહ્યું: "સાંભળવા મુજબ શું ? મેં મારી નજરે જોયું છે. Superb, Superb, બહુજ સરસ. હું પણ, અત્યારે ત્યાંજ........ જાઉં છું. લગભગ દર સાલ એક વાર ત્યાં જઇ આવું આવું છું. બહુજ અદ્ભુત સ્થાન! ત્યાં ક્યાં ઉતરશો ?"

"રઘુનાથજીની ધર્મશાળામાં......"

"ઓલ રાઇટ!" વૃદ્ધે ઉલ્લાસમાં આવી જઇ કહ્યું: "સામે જ નખી તલાવ છે. અગાઉથી બંદોબસ્ત કર્યો છે ને ? અમે પણ ત્યાં જ રહેવાનાં છીએ. સ્થળ બહુ સરસ છે. ત્યાંના વ્યવસ્થાપક સાધુ મહારાજ પણ કોઇ ગુલાબી આદમી છે. આપણા જેવાની સગવડ બહુ ચીવટથી જાળવે છે. "જયુ ! જયુ !" ને પછી હસી પડતાં તેણે કહ્યું: "જોયું, હું કેવો ભૂલકણો છું ? જયુને સાથેના ડબ્બામાં બેસાડી છે તે વાત જ હું ભૂલી ગયો. એ મારી દીકરી છે. અહીં વધારે ભીડ હતી એટલે બાજુના કંપાર્ટમેન્ટમાં બેસાડી દીધી, સમજ્યા ને ? કાંઇ વાંધો તો નહિ આવે ને ?"

મેં કહ્યું: "આ લોકો જાણવામાં બેચાર સ્ટેશન પછી ઊતરી જશે, એટલે તેમને અહીં લાવી બેસાડજો. રાતની વખતે ડબ્બામાં એકલાં બેસાડવાં એ ઠીક નહિ! જગ્યા નહિ હશે તો હું બીજા ડબ્બામાં જઈશ."

વૃદ્ધે ડોકું ધૂણાવ્યું: "ના, ના. એ શું બોલ્યા? તમે તો અહીંજ બેસી રહેજો. મારે પણ એટલી કંપની છે ને! તમે તો ભાઈભાંડુ સમાન છો." કહેતાં કંઈક હસીને તેણે પૂછ્યું: "શું ધંધો કરો છો?"

"પ્રોફેસર છું."

"વાહ, વાહ! ક્યાં, ગવર્નમેન્ટ કોલેજમાં?"

"જી હા."

આનંદસૂચક ડોકું ધૂણાવી વૃદ્ધે કહ્યું: "તમારો પરિચય થવાથી બહુ આનંદ થયો. ને વળી થોડા દહાડા આબુમાં પણ એકીસાથે સહવાસમાં જશે, એ કાંઈ ઓછા આનંદની વાત છે! આહ! Really Splendid! જોજો ને, ત્યાંથી પાછા ફરવાનું મન પણ નહિ થાય!" આમ કહેતાં આનંદમાં આવી જઈ તેમણે હળવેથી માથું ધુણાવવા માંડયું. પણ પાછું કંઈક યાદ આવતાં તેમણે પૂછ્યું: "આપનું નામ?"

"મારૂં નામ સુમન."

"વાહ, વાહ, સુમનભાઇ! બહુ આનંદ થયો. મારૂં નામ ગુણવંતરાય!" હું મનમાં હસ્યો.

(૨)

સાંજ પડી ગઈ હતી. અંધકારમાં ટ્રેન સુસવાટા કરતી ચાલી જતી હતી. મારવાડીઓની કચપચ બંધ પડી ગઇ હતી. આખો વખત વાતોનો વિષય પણ કયાંથી કાઢે? વૃદ્ધ ગુણવંતરાયે પણ ગળે ગરમ રૂમાલ વીંટાળી આજુબાજુની બારીઓ બંધ કરી ગાડીના હેલા સાથે ડોલતાં ડોલતાં ઝોકાં મારવા માંડયાં હતાં. હું ચુપચાપ બેઠો બેઠો મારા વર્તમાનજીવનનો વિચાર કરી રહ્યો હતો. સુખ કે આનંદની તે વાત નથી, છતાં ભૂલાતી નથી. જયા નામની જે કન્યા સાથે મારો વિવાહ થયો હતો તેને હું જેટલા જીગરથી ચહાતો હતો તેટલી જ તે મને પણ ચહાતી હતી. તેના હાથના લખેલા કેટલાક પત્રો આજે પણ મારી પાસે મોજૂદ છે. એક દિવસ હું નિશ્ચિંતાઇથી મારા સુખની ભાવિ કલ્પનાના તરંગોમાં મારા લગ્નના શુભ મુહૂર્તની રાહ જોઇ રહ્યો હતો, ત્યાં જયાનાં લગ્ન બીજા કોઇની સાથે કર્યાના સમાચારસૂચક, સવારની ટપાલમાં આવેલી કુંકુમપત્રિકા મારા હાથમાં આવીને પડી!

કોણ જાણે આ ગોટાળો કોણે કરી નાખ્યો હશે ? પણ જરૂર એમાં જયા પણ જવાબદાર તો ખરી જ; કદાચ તેને પણ જીવનમાં આને માટે પશ્ચાતાપ કરવો પડશે ? પણ તેણે શા માટે આ દુઃખ પસંદ કરી લીધું ?—મને શા માટે દુઃખી કર્યો ? એ કોયડો કોણ ઉકેલી શકે ? શું તે સમાજનાં બંધનોની સામે કમર કસી બોલી ન શકી ? ઓ સીતમગર સમાજ ! તારૂં ક્રૂર શાસન મને મંજૂર નથી. હું મારા હૃદયના અવાજને જ માન આપીશ ! સમાજના લોખંડી ચક્ર વચ્ચે આ બે નિર્દોષ પ્રેમપંખીડાં પીસાઇ ગયાં તેના સામે કોઇ અપીલજ ન ચાલે ? કે પછી કોણ જાણે જયાનો પ્રેમ જ પોકળ હશે ! તેના પત્રો કૃત્રિમ હશે !–સાચા જીગરના નહિ હોય !–એ આઘાત સહન કરવા જેટલું હું અત્યારે પણ મારૂં મન દૃઢ કરી શકતો નથી. તેથી મારા દરરોજના કાર્યથી વચમાં વચમાં આવી રીતે ચળવિચળ થતાં મનને આરામ આપવા મથું છું ! જે છોકરીએ તેના પ્રેમમાં મારા મનને તરબોળ કરી દીધું હતું તે જ આમ દગો કરી મને ત્યજી ગઇ !

અને એટલા જ કારણથી આજે **આ જયાને** સ્ટેશનના પ્લેટફોર્મ પર જોઇ મારા મનમાં કાંઇજ પ્રસ-

નતા કે આશ્ચર્યની ભાવના ઉદ્‌ભવી નહિ. તેણે આખું શરીર ગરમ કપડાંથી ઢાંકી દીધું હતું તો પણ તેનું સુંદર મુખ અને આછા અલંકારોથી સુશોભિત એ કમળદંડ જેવા હાથ જ જોનારને મુગ્ધ કરી નાંખવાને બસ હતા! છતાં મને તો એમ જ થયું કે એ હાથે મારા જેવા કેટલાય અભાગી જીવોના સુખનાં ગગનચુંબિત સુવર્ણમંદિરોના ચૂરેચૂરા કરી નાખ્યા હશે! તેને જોઇ મને આનંદ ન જ થયો. કેવળ ભય જ ઉપજ્યો!

થોડા વખત પછી એક નાના સ્ટેશને ગાડી થોભી. બેચાર મુસાફરો નીચે ઊતર્યા ને બેચાર ચડયા. એટલામાં પાસેના ડબ્બામાંથી કોઇ સ્ત્રીનો અવાજ સાંભળ્યો. વૃદ્ધને ઢંઢોળતાં મેં કહ્યું: "આપની દીકરીનો અવાજ તો ન હોય?"

ઓવરકોટ પહેરી ઠીકઠાક થતાં અમે બંને નીચે ઊતરી પડયા. જયાના ડબ્બા આગળ જતાં મારી અજાયબીનો પાર ન રહ્યો. માણસોની ભીડ કાંઇક ઓછી થઇ હતી, અને સામે વાંદરા જેવો એક એંગ્લો-ઇન્ડિયન અર્ધબેભાનાવસ્થામાં પડયો હતો. તેના મોંમાંથી દારૂની ગંધ નીકળતી હતી. અને નાક તથા મોંમાંથી લોહીની ધારાઓ વહેતી હતી.

જયા શુદ્ધ અંગ્રેજીમાં ગાર્ડને પોતાની હકીકત

કહેતી હતી: "ગાડી અટકતાં જ આ હરામખોર ડબ્બામાં ચડ્યો. તેને મેં ઊતરી જવા કહ્યું. તે નર-પશુએ તે ન સાંભળતાં મને હેરાન કરવાની તૈયારી કરવા માંડી; અને તેના જ પરિણામે મારા હાથે તેના નાકમાં સખત મુક્કો વાગતાં તે આ દશામાં પડ્યો છે."

હકીકત સાંભળી ગાર્ડે તે બદમાશને, ગાડીથી કદાચ વધારે સુરક્ષિત સ્થળે પહોંચાડવા માટે, પગની એક સખત લાત મારતાં કહ્યું: "Rightly served. મેડમ, પણ તમારે આ ડબ્બામાં એકલાં બેસવું જોઈતું ન હતું. કોઈ મરદનો સંગાથ નથી ?"

વૃદ્ધને જોતાં જયા તેને વળગી પડી બોલી: "બાપા." તેના તરફ જોઈ ગાર્ડે કહ્યું: "ચાચા, એમને આપની સાથેના ડબ્બામાં લઈ જઈ બેસાડો. આજકાલ રાતના વખતે સ્ત્રી માણસે એકલાં મુસાફરી કરવી સલામત નથી." કહી તેણે જયા સામે જોઈ માથાની ટોપી હલાવતાં 'ગૂડ નાઇટ' કરી અને એન્જિન તરફ લીલું ફાનસ હલાવતાં હલાવતાં ધીમે ધીમે તે ચાલતો થયો !

ખરેખર ! જયાની અપૂર્વ હિમ્મત અને સ્ત્રી-શક્તિથી ગાર્ડ મુગ્ધ જ બની ગયો હતો. એ જોઈ હું પણ, કોણ જાણે કેમ, અજબ ઉલ્લાસમાં

આવી ગયો !

મારા ડબ્બામાં પાછા ફરતાં મેં જયા માટે જગ્યા મોકળી કરી આપી. તેનું શારીરિક સૌન્દર્ય મનમોહક હતું પરંતુ તેની શકિત આગળ એ સૌન્દર્યનો કાંઈજ હિસાબ ન હતો ! આર્યબાળા કેવળ સંસારસુખનાં સ્વપ્નો સેવવામાં જ રોકાયલી રહેતી નથી, પણ નરપિશાચોને પણ સમય આવ્યે રણચંડીની માફક યોગ્ય નસિયત આપવામાં પાછી પાની કરતી નથી, એ સૂત્રનો મને આજે સાક્ષાત્કાર થયો ! મારૂં દુઃખી હૃદય પણ, પુષ્પના જેવી કોમળ હોય છતાં વખત આવે ત્યારે વજ્ર કરતાં પણ કઠોર બની શકે એવી જ કોઈક આર્યરમણીનાં દર્શન કરવા તલસી રહ્યું હતું ! અને આ યુવતીમાં તે સ્વરૂપ જોઇ હું ખરેખર આનંદસાગરમાં હીલોળાવા લાગ્યો !

(૩)

આબુરોડ સ્ટેશને ઊતરતાં માઉન્ટ આબુ પર ચઢવા માટે મોટરબસ તૈયાર હતી. અમે ત્રણે અંદર ગોઠવાઈ ગયાં. નિયત સ્થળે પહોંચતાં દસેક વાગી ગયા. ગુણવંતરાયની નજીકમાં જ મને પણ ઓરડી મળી હતી. તેમાં મેં મારો સામાન, પુસ્તકો વગેરે ગોઠવી દીધાં અને નોકર

પાણી લઇ આવતાં મેં સ્ટવ સળગાવી કૂકર ચડાવ્યો; પછી સામેના તળાવમાં નહાવા જવાનો વિચાર કરતો હતો ત્યાં કાંઇક બીજા જ વિચારે હું ચડી ગયો. અહા! કેટલું રમણીય સ્થળ! અહીં ન મળે કૉલેજનાં કેદખાનાં સમાન ખીચોખીચ કલાસો, કે ન મળે વિદ્યાર્થીઓની કચપચ–કે સ્ટેમ્પીંગ! કેટલું સ્વતંત્ર વિશુદ્ધ વાતાવરણ! આમ વિચારના ઝોલે હું ઝૂલતો હતો એવામાં વૃદ્ધ ગુણવંતરાયે આવી કહ્યું: "સુમનભાઇ, આ શી ધમાલ માંડી છે? તમારો સ્ટવ તો બહુ ઘોંઘાટીઓ! ને આ વળી કૂકર શો ચડાવ્યો છે? ને શું છે આ બધું?"

મેં કહ્યું: "ભાત ઓર્યો છે, ને શાક ઉપર મૂકયું છે. પછી પૂરી બનાવી લેવાશે."

વૃદ્ધને હસવું આવ્યું: "જબરા લાગો છો, તમે પણ! અમારી સાથે અસહકાર કરો છો કે શું? મેં પહેલેથી જ કહ્યું હતું ને કે આવીતેવી કાંઈ ખટપટ ન કરશો. અમારા ભેગી તમારી જમવાની વ્યવસ્થા પણ થશે. અમે યે બ્રાહ્મણ છીએ! મારી જયા રસોઇ બનાવશે. પછી શી હરકત છે?"

ચુપ બેસી રહેતાં હું વિચાર કરવા લાગ્યો કે, વાહ, જે હાથના અપૂર્વ પરાક્રમનો પરિચય કાલે

જોવા મળ્યો હતો તેજ હાથ રસોઇ કરતાં જોવાની કેવી ગમ્મત પડશે?

ગુણવંતરાયે કહ્યું: "કેમ બોલતા નથી? કાંઇ વાંધો છે?

"ના. જી, ના! કશોય વાંધો નથી."

તત્કાળ વૃધ્ધે હાક મારી: "જયા, જયા!" મારી સામે જ એમણે પણ બે ઓરડીઓ રાખી હતી. ત્યાંથી એક ટ્રેમાં બે પ્યાલા ચહા લઇ જયા મારી ખોલીમાં આવી. ક્ષણ વાર કોઇકે વીજળીના જેવો ચમકાર થયો. તેનું સૌન્દર્ય અનુપમ હતું. લાંબા કાળા વાળની લટો મોંની આજુબાજુ આમ તેમ વિખરાઇને ઉડતી હતી. તેના પર બારીક આછા ગુલાબી રંગની સાડી શોભી રહી હતી. એ દૃશ્યનાં દર્શન કરવામાં રત થયેલી મુગ્ધ દૃષ્ટિને પાછી ફેરવી લેવી એ સાધારણ વાત ન હતી! જયા આવતાં ગુણવંતરાયે ઉલ્લાસથી કહ્યું: "સુમનભાઇને સમજાવી દીધા, હોં જયા! આપણા ભેગું જ એમનું પણ જમવાનું થશે."

જયાએ મોં મલકાવતાં કહ્યું: "મેં દાળ ઓરી દીધી છે ને એમનો સ્ટવ હોલવી નાંખું છું. પછી એમના ચોખા ને શાકનો ઉપયોગ આજનો દિવસ કરી લઇશું."

આ સાંભળી ગુણવંતરાયે ખડખડાટ હસી પડતાં કહ્યું: "તારી ગોઠવણ તો બિલકુલ સરસ છે. હવે તમારી કાંઇ દલીલ નહિ ચાલે, સુમનભાઇ !" અને પછી તેમણે પોતે ચહાનો એક પ્યાલો લઇ બીજો મારા તરફ ધરતાં કહ્યું: "ચાલો, આ ચહા લઇ લો."

મેં કહ્યું: "ચહા તો સ્ટેશને પીધી હતી !"

"પણ પછી બસની મુસાફરી થઇ ને ? અને શાસ્ત્રમાં એવું કાંઇ થોડું લખ્યું છે કે સ્ટેશને ચહા પીધી હોય એટલે ઘર આગળ એકાદ પ્યાલો પણ ચહા ન પીવાય ?

જયા હસી: "સુમનભાઈ બહુ શરમાળ છે, બાપા ! સાધારણ નિયમ તો એવો કે ચહાના ગરાડી હોય તે એકાદ પ્યાલો તો પાછો ન જ ઠેલે ! પણ શરમના માર્યા એ આમ કરે છે !"

પ્રથમ પરિચયના વાર્તાલાપમાં લેવાતી આટલી બધી છૂટ મને કાંઇક અસહ્ય લાગી, છતાં હું તેના રૂપગુણથી મુગ્ધ બની ગયો હતો, એટલે કૃત્રિમ હસીને મેં જણાવ્યું: "તે હું કાંઇ ચહાનો ગરાડી નથી."

જયા પાછી હસી: "તોયે દસ વાગ્યા સુધીમાં બેચાર વાર તો ચહા થઈ જ જતી હશે !"

ગુણવંતરાયે પાછું અટ્ટહાસ્ય કર્યું: "જયા, તું

તો જબરી વાતોડીઅણ! પણ હમણાં કરવાનું તો કર. જાવ બા! ખાધાપીધા પછી બધો વાર્તાવિનોદ—"

જયાનું મોં લાલ લાલ થઈ ગયું. તે ધીમેથી બોલી: "અરે હમ્મણાં, ઝપાટામાં બનાવી દઉં છું."

(૪)

એક દિવસે સવારના ફરી આવી પાછા ફરતાં મેં જોયું તો જયા મારી ઓરડીમાં ટેબલને ઝાપટઝૂપટ કરતી હતી. મને જોતાં તે જરા ખસી અને આછું હસી!

મારી ઓરડીમાં બારીબારણાં, બીછાનું, ખુરસી, ટેબલ બધું એ કેટલા દિવસથી સાફસુફ કરતી હશે તે કાંઈ મારા ખ્યાલમાં ન આવ્યું. પરંતુ કદાચ જયા એ બધું ગુપ્ત જ રાખવા માંગતી હશે ને હું તે જોઈ ગયો તે એને પસંદ ન પડયું હોય એમ લાગ્યું. તે સહેજ હસીને બોલી: "કોઈ ગૃહલક્ષ્મીનો હાથ કદિ આ સામાન પર ફર્યો હતો? વારૂ, પણ સુમનભાઈ, આટલા થોડા દહાડા અહીં રહેવાનું, તેમાં આટલી બધી ચોપડીઓ શું કરવા જોઈએ?"

હું કાંઈક ગંભીર થઈ બોલ્યો: "જયા, પુસ્તકો જ મારૂં સર્વસ્વ છે."

જયા ફિક્કું હસી ઓરડીમાં કચરો કાઢવા

માંડતાં બોલી: "પણ તેના પ્રત્યે તમારો અનાદર પણ કાંઈ ઓછો નથી દેખાતો? જુઓને, ટેબલની ઉપર ને વળી નીચે પણ ધૂળના થોક દેખાય છે!"

હું વાત ફેરવવાનો યત્ન કરતાં બોલ્યો: "જયા, તને અંગ્રેજી તો સરસ આવડે છે! એટલું બધું કેમ કરતાં શીખી?"

"કેમ વળી?" જયા સ્વાભાવિક સ્વરે બોલી: "અમારાં પ્રિન્સિપાલસાહેબ મિસ ચિયરીંગ હતાં ને તે પહેલા ધોરણથી અમને અંગ્રેજી શીખવવા આવતાં! તે બધી વાતચીત અંગ્રેજીમાં જ કરે. ને શું સરસ એમનો સ્વભાવ! જાણે સગી માના કરતાં પણ વધારે મમતા બતાવે."

મને તેની હૃદયની લાગણીઓમાં કરુણા જણાઈ. ને પાછા વાત બદલવાના હેતુથી મેં કહ્યું: "ઠીક. પણ જયા, તારો તો બધો વખત સવારના રાંધવાસીંધવામાં જ જાય છે! કદિ ફરવાબરવા જવાનું નહિ?"

જયા હસી: "બાપાને એકલા મૂકીને જવાતું નથી. ને તેમની સાથે ફરવા જવાનું ફાવે નહિ. બાકી એ તો રોજ કહે છે! પણ એક દિવસ એમનું મન રાખવા મારે જવું પડશે. તમે તો રોજ ફર ફર

કરો છો, તે શું શું જોઇ આવ્યા, સુમનભાઇ ?"

હું ગુંચવણમાં પડી ગયો. જે જોયું હતું તેનું વર્ણન કરવાની મારામાં શકિત ન હતી. એટલે મેં કહ્યું: "જયા, નજરે જોયા વિના, ખાલી સાંભળવાથી કશો ય ખ્યાલ ન આવે !"

"વારૂ, ત્યારે તો બાપાને સાથે લઈ કાલેજ તમારી સાથે ફરવા નીકળીએ. પણ એમનાથી બહુ દૂર સુધી તો નહિ ચલાય."

બીજે દિવસે સવારમાં ચહા પીને ફરવા નીકળતાં ગુણવંતરાયે વધારે દૂર જવાનું હતું એમ ધારી એક મોટી લાકડી લઈ લીધી. ને પછી કહ્યું: "ચાલો, સુમનભાઇ. હવે તમારાથી ચલાય તેટલે સુધી આપણે આવવા તૈયાર છીએ."

એક તરફ ભૂરા ભૂરા પહાડ, સુંદર વૃક્ષરાજી, અને ચોમેર રંગબેરંગી જંગલી પુષ્પોથી લતાઓ ખીલી ઊઠી હતી. જયા નિર્ભયતાથી ઉત્સાહભેર સૌથી આગળ ચાલતી હતી, છતાં પાછળ ધીમે ધીમે ચાલ્યા આવતા ગુણવંતરાયની ચિંતાથી વખતોવખત પાછું ભાળી નજર નાખતી હતી ! બેચારેક માઇલ ચાલતાંજ એક મનોરમ પહાડ આવ્યો; તેની તળેટીમાં આજુબાજુ અપૂર્વ સૃષ્ટિ-સૌન્દર્ય જણાતું હતું. એક શિલા પર ગુણવંતરાયે

આસન જમાવ્યું, અને હું ને જયા એટલામાં જ ફૂલઝાડ જોતાં જોતાં ફરવા લાગ્યાં; ધીમે ધીમે જયા સુંદર પુષ્પો જોઇને લલચાઇ. તેણે ઝાડની ડાળીઓ એક હાથે પકડી બીજા હાથે ભારે ઉત્સાહથી પુષ્પો વીણવા માંડયાં. આ શારીરિક મહેનતના કાર્યથી તેની સુંદર દેહલતા ઓર દીપી ઊઠતી હતી. તે એ કાર્યમાં એટલી બધી લીન બની ગઇ હતી કે હું સામે હતો તે પણ કદાચ એ ભૂલી ગઇ હશે! ફૂલ વીણતાં વીણતાં તેના મોંમાંથી ગણગણાટ સંભળાયો:–

"ધીર સમીરે યમુના તીરે
વસતિ વને વનમાળી...."

અહા! તે ગીતગોવિંદની અમર પંક્તિ સુમધુર કંઠે ગવાતી સાંભળી હું મનોમુગ્ધ બની ગયો. ને મારા મોંમાંથી અણચિંતવ્યા ઉદ્ગાર નીકળ્યા: "કેટલું સરસ?"

જયા ચમકી. વૃક્ષની ડાળી હાથમાં તેવી જ સ્થિર રહી ગઇ; ક્ષણ વાર પછી તે છોડી દઇ મારી પાસે આવીને બોલી: "સુમનભાઇ!" અને તત્કાળ કોઇ ભયભીત હરણી તેના શિકારી સામે જુએ, તેમ તે મારા સામું ટગર ટગર જોઇ રહી.

હું પણ ખિસીઆણો પડી ગયો. થોડી વારે તે

સ્વસ્થ થઇ બોલી: "સુમનભાઇ, ચાલો, બાપા પાસે જઇએ."

અમે ગુણવંતરાય પાસે પહોંચી ગયાં. તેમણે એક પાન જમાવી પેટી બંધ કરી હતી. જયાએ લાડથી કહ્યું: "બાપા, ચાલો, હવે જવું જોઇએ. તમને જમવાનું મોડું થઈ જશે ને?"

ગુણવંતરાય હસ્યો: "તે મોડું કાંઈ મેં કર્યું છે?" સૌએ પ્રયાણ શરૂ કર્યું. પરંતુ આવતી વખતના જેટલો આ વખતે કોઈનામાં ઉત્સાહ જણાતો ન હતો. નિર્ભય રીતે પ્રફુલ્લિત હૃદયે આવેલી જયા અત્યારે ગંભીરતાથી પગલાં માંડતી હતી. તેની આ પરિસ્થિતિનું કંઇક અંશે હું કારણ બન્યો હોઇશ તો—એવી શંકાથી મારા મનમાં પણ ઉદ્વેગ થયો!

(૫)

જમતી વખતે જયા મને આગ્રહપૂર્વક પીરસતી હતી; તે વખતની તેની હીલચાલ અને મુખ પરના ભાવ જોતાં તેના હૃદયમાં કાંઇ પણ રાગદ્વેષને સ્થાન જ ન હતું એમ જોનારને લાગ્યા વિના ન રહે! અહા! કેટલી સહૃદયતા! પણ આ જયાને હું હજી સંપૂર્ણ રીતે સમજી શકયો નથી તેની મને

ખબર હતી. છતાં આજે તો એમજ થયું કે હું તેને બિલકુલ સમજી નથી શક્યો ! એ રહસ્ય હજી સલામત જ રહી ગયું !

રજા પૂરી થતાં મારે જવાનું હતું. ગુણવંતરાય તો હજી થોડા દિવસ રહેવાના હતા, કેમકે એમના મુનીમનો પત્ર આવ્યો હતો કે આઠેક દિવસ બાદ પોતે આવી તેમને તેડી જશે.

સાંજના, નમતા પહોરે, સનસેટ પોઇન્ટ તરફ ફરી આવી હું ગુપચૂપ બારણાં આગળ ખુરસી નાખી મારા ગત જીવનનો તેમ જ અહીં ગાળેલા કેટલાક સુખી દિવસોનો વિચાર કરતો બેઠો હતો: "અહા ! અગાઉની કાંઇ ઓળખાણ નહિ, પિછાન નહિ, છતાં આ જયાએ મારા હૃદયરાજ્ય પર જે અધિકાર જમાવ્યો છે તેનો ઇન્કાર શી રીતે થઈ શકે ? જે જવાનું હતું તે તો ગયું જ—પણ તેથી કાંઇ જીવનનો બધો હિસાબકિતાબ ઉકલી ગયો કહેવાય ? જે મેળવવાને યોગ્ય છે તેની અવગણના કરવા જેટલી મારામાં શક્તિ નથી !—તો એક વાર ભાગ્યની પરીક્ષા કરી જોવામાં શું જાય છે ? પણ હવે આજની રાત જેટલો જ સમય ને ? સવારમાં તો જવું છે !—"

એટલામાં જયા આવીને મારી સામેની એક ઓટલી પર બેઠી અને પૂછ્યું: "સુમનભાઇ, શો વિચાર

કરો છો ?"

મેં કહ્યું: "કાલે સવારે મારે જવાનું તેનો સ્તો."

જયા કરુણ સ્વરે બોલી: "વધુ એકાદ બે દિવસ પણ નહિ રહેવાય ?"

"ના, પરમ દિવસે કોલેજ ખુલે છે, એટલે કાલે જવું જ જોઈએ."

જયા ક્ષણ વાર ચૂપ રહી, ઉદાસ થઈ, ચોમેર જોવા લાગી. પૂર્ણિમા હોવાથી બહાર ચંદ્ર પૂર બહારમાં ખીલી નીકળ્યો હતો. તેનાં તેજસ્વી કિરણો જયાના નિર્મળ વદન પર પડતાં હતાં. એ અદ્દભુત સૌંદર્ય જોતાં મારું હૃદય પણ વિવિધ રંગોથી રંગાઈ ગયું. મેં કહ્યું: "જયા, મારે એક વાત કહેવી છે."

જયા ત્રાસભરી નજરે મારા સામું જોઈ રહી ! અહા ! જે ત્રાસભરી નજરે આજે સવારમાં ફરવા ગયેલા તે વખતના બનાવ પ્રસંગે તેણે જોયું હતું તે જ એ નજર ! સંકોચ, ઉદ્વેગ, ભય અને ત્રાસ જ એ નજરમાં તરવરી રહ્યાં જણાતાં હતાં ! પરંતુ ક્ષણ વારમાં જ તેણે પોતાના મનને સ્વસ્થ કરી દીધું અને અસલની વિશુદ્ધ ગંભીર નજરે જોતાં સ્વાભાવિક સ્વરે કહ્યું: "કહો ને !"

મેં આખી દુનીઆનું સર્વ મનોબળ અને હિમ્મત લાવી કહ્યું: "જયા, હું તને ચાહું છું!"

જયા પત્થરની પ્રતિમાની માફક ઘણી વાર સ્તબ્ધ થઈ બેસી રહી. પછી મારી સામું ટગર ટગર જોતાં તેણે કહ્યું: "સુમનભાઈ, હું વિધવા છું."

એટલું કહી તેણે પોતાની ચોળીમાં છૂપાવી રાખેલું પતિની મૂર્તિ જડેલું એક લોકીટ બહાર કાઢયું અને તેને વારંવાર મસ્તકે ને આંખે લગાડયું. તે વખતે તેની મુખમુદ્રા અને આંખો અતિશય કોમળ અને પ્રેમાર્દ્ર બની ગયાં. તે જોતાં મને તો જાણે એમજ થયું કે તે એ પ્રિયતમ પતિનો સ્નેહસ્પર્શ પ્રત્યક્ષ અનુભવતી હતી!

પછી લોકીટ યોગ્ય સ્થાને પાછું મૂકી દઈ બંને હાથ વડે આંખો ઢાંકી તે ધ્રુસ્કે ધ્રુસ્કે રડવા લાગી.

બસ! અભાગી જયાનું કાંઈ પણ રહસ્ય મારાથી છાનું ન રહ્યું! એનું તેજ જોઉં છું, એની સેવાવૃત્તિ જોઉં છું, એનાં સ્નેહમમતા જોઉં છું, રહસ્ય જાળવી રાખવાની એની શકિત જોઉં છું. છતાં એને હું પૂરેપૂરી નથીજ ઓળખી શકયો! કારણ કે એની આટલી નિષ્ઠા અને આટલો પ્રેમ જે અભેદ્ય કવચની માફક ગુપ્ત રહીને

પણ સુખમાં ને દુઃખમાં, સંપત્તિમાં ને વિપત્તિમાં એને સુરક્ષિત રાખી રહ્યાં છે તે નિષ્ઠા, તે પ્રેમ મને ન સમજાયાં! જયાના ગૌરવ આગળ હું પોતાને તરણાથી વધારે તુચ્છ લાગ્યો! મારૂં જીવન મને હાસ્યજનક લાગ્યું! સંસારનાં સર્વ આકર્ષણ અને પ્રલોભનમાંથી પસાર થઈ આ બાળા જ્યાં તે અને તેના પતિ વિના બીજું કોઈ ન હોય, જ્યાં આ સાંસારિક વિધવા પોતાના એકનિષ્ઠ પ્રેમથી પોતાના પ્રિયતમને માટે પ્રેમભર્યું સુખાસન સજાવી શકે એવી ઉચ્ચ કોટિની દિવ્યભૂમિમાં વિચરી શકે છે એવી તે પ્રેમમયી દિવ્યમૂર્તિને મનમાં ને મનમાં જ મેં વારંવાર નમસ્કાર કર્યા. અને બોલ્યો: "જયા, મને ક્ષમા કર! હું પામર છું. અબુધ છું!—"

એવામાં ગુણવંતરાયે આવીને કહ્યું: "કેમ આમ? સુમનભાઇ, તમારે કાલે તો જવાનું છે છે? હજુ બહેને તમને જમવાનું નથી પીરસ્યું?"

જયા હસવા જેવું કરી બોલી: "બાપા, આજે સુમનભાઇને ઘેર જવાના આનંદમાં ભૂખ રહી જ નથી."

ને "ખરેખર!" હું ગણગણ્યો: "મારી ભૂખ તૃપ્ત થઇ ગઇ!"

---

**બલરામ** પાસે પોતાના દીકરાના લગ્ન પ્રસંગે જ્યારે મહેશ આકુલિની પાસેથી રૂપીઆ છેંતાલીશ કરજે લીધા, તે વખતે તેને એક વાર પણ એવો વિચાર નહોતો આવ્યો કે એ નજીવી રકમ માટે તેનાં ઘરબાર લીલામ થઈ જશે. પરંતુ જ્યારે ત્રણ વર્ષ દરમ્યાન વ્યાજનો એક પૈસો પણ તે ન ભરી શક્યો, ત્યારે મુદતબહાર થવાની બીકે મહેશ આકુલિએ વ્યાજનો હિસાબ કરી એકસો એકવીસ રૂપીઆનો દાવો ઠોકી દીધો અને ખર્ચ સાથે એકસો સાડીબત્રીશ રૂપીઆનું હુકમનામું મેળવી બલરામની સ્થાવરજંગમ બધી મિલ્કત જપ્તીમાં લીધી. મુદ્દલ રકમ લઈ માંડવાળ કરવા બલરામે કેટલીય આજીજી કરી, પણ આકુલિ મહાશયે જરાય મચક ન આપી. ઉપરથી કહ્યું:

"ઘરડેઘડપણ અસત્યનો આશરો ન લેશો. તમે પોતે જ લખી આપ્યું છે કે 'એક વરસમાં વ્યાજ સાથે અસલ રકમ ના ચૂકવી આપું તો વરસ આખરે વ્યાજ અસલ રકમ ભેગું ગણી લેવું. અને જ્યાં સુધી બધી રકમ ભરપાઈ ન કરી આપું ત્યાં સુધી એ રીતે રૂપીઆ પાછળ અડધો આનો વ્યાજ ગણાય.' હવે તમે જ લખી આપેલી વાત તમેજ ઉલટાવો છો ? મહાભારતમાં કહ્યું છે કે આખું જગત સત્યને આધારે જ ટકયું છે."

ભોળો બલરામ મહાભારતની વાત સાંભળી કશું બોલી શકયો નહિ, તેમ સત્ય વિરૂદ્ધ આજીજી પણ કરી શકયો નહિ. ઉદાસ ચ્હેરે પાછો ફર્યો. પોતે સત્યની વિરૂદ્ધ આચરણ કરવા ગયો હતો એમ સમજી તેને મનમાં કંઈક દુઃખ પણ થયું.

વૃદ્ધ થવા છતાં ય બલરામની ઉમ્મર કાંઈ એટલી બધી નહોતી થઈ, જેથી ઘરબાર ઉપરથી તેનો મોહ છૂટી જાય; પરંતુ ઉમ્મરને લીધે જે નહોતું થતું કે થયું તે સ્થિતિના ફેરફારે થયું. જે દિવસે એકનોએક યુવાન પુત્ર કેનારામ વૃદ્ધ પિતાનાં છાતીફાટ આક્રંદને ન ગણકારતાં આ દુનિયા છોડી ચાલ્યો ગયો તે દિવસથી જ બલરામનો સંસારનો મોહ એટલો બધો

શિથિલ થઈ ગયો હતો, કે કેનારામની ચિતા ભડકાતી હતી તે વખતે રૂપનારાયણના અગાધ જળમાં કૂદી પડવું કે કેમ એજ વિચાર તે એક ઝાડ નીચે સ્મશાનમાં બેઠો બેઠો કરતો હતો. પણ ઇચ્છા છતાં ય તે તેમ કરી શક્યો નહિ. વિધવા પુત્રવધુ સુખદાને લીધે સંસારમાં રહેવાની તેને ફરજ પડી.

કેનારામની એક વર્ષની ઉંમરે બલરામ વિધુર થયો તે વખતેજ તેનાં સ્નેહીસંબંધીઓએ ફરીથી લગ્ન કરવા તેને ખૂબ સમજાવ્યો હતો. પણ એક વર્ષના બાળકના મુખ સામું જોઇ તેણે લગ્ન નજ કર્યું. એ માતૃવિહોણા એક વર્ષના બાળકને કેટલું ય દુઃખ વેઠી એણે એકત્રીસ વર્ષનો કર્યો તે એક માત્ર બલરામ સિવાય બીજું કોણ જાણી શકે? છોકરો ઉમ્મર લાયક થતાં બલરામે તપાસ કરી સારી કન્યા પસંદ કરીને તેનું લગ્ન કર્યું. લગ્ન વખતે જરા ધામધૂમ પણ કરી, ગામેગામથી સગાંવ્હાલાંને પણ તેડાવ્યાં. ગોરને રેશમી જોડ લૂગડાં આપ્યાં. આ બધું કરતાં ભેગી કરેલી પુંજી તો ખર્ચાઇ ગઇ, પણ તે ઉપરાંત મહેશ આકુલિની પાસેથી છેંતાળીસ રૂપીઆ પણ તેને લેવા પડયા.

આ રૂપિયા લેતી વખત બલરામને જરાય શંકા નહોતી આવી કે આટલી નજીવી રકમ માટે મહેશ

આકુલિ ઢોલ વગાડીને ઘરબાર જપ્ત કરશે કે લીલામ કરાવશે. તે તો ધારતો હતો કે કેનારામની મહેનતથી ત્રણ વીંઘાં જમીનના પાકમાંથી એક જ વર્ષમાં વ્યાજ સાથે મૂળ રકમ ભરપાઇ કરી શકાશે.

પરંતુ તે વર્ષે ભાદરવાના પાછલા ભાગમાં રૂપનારાયણના પૂરમાં ફસલ તણાઇ ગઇ. છતાં બલરામ હિમ્મત ન હાર્યો. કેનારામને ફિકરમાં પડેલો જોઈ તેને આશ્વાસન આપતાં તેણે કહ્યું: "શી ફીકર છે? બહુ તો એક વરસનું વધારે વ્યાજ આપવું પડશે."

દીકરાની ચિંતા ઓછી કરવાના ઇરાદાથી માગશર મહિનામાં સારો દિવસ જોઇ બલરામ સુખદાને તેડી લાવ્યો. વીસ વર્ષ પછી ઘરમાંની સ્થિતિ પાછી ફરી ગઇ. સુખદાના આગમનથી જાણે ઘરની લક્ષ્મી પાછી ઘરમાં આવી. બલરામ પણ જાણે નવો ઉત્સાહ પામતો જણાયો.

બીજે વર્ષે અષાડ મહિનામાં શરૂઆતના વરસાદ સાથે મેલેરીઆએ ગામમાં એવું જોર જમાવ્યું, કે ધરતીકંપથી જેમ મોટી મોટી હવેલીઓ પણ કાંપી ઉઠે, તેમ ગામના ખડતલ જુવાનો પણ પથારીવશ થઈ પડયા. તેઓની સાથે કેનારામ પણ બિછાને પડયો.

એતી એતીને ઠેકાણે રહી. વૃદ્ધ બલરામથી બન્યું તેટલું એકાદ વીંઘું એડયું, બાકીની જમીન પડતર રહી. નાવવાળો કેનારામ ખેતરમાં જવા તૈયાર થયો, પણ બલરામે કહ્યું: "ખેતીજ આપણું સર્વસ્વ છે, પણ તેના કરતાંય તારી તબીયત મને વધુ વહાલી છે. તું સાજો થઇ જા, પછી બધુંય થશે."

પરંતુ કેનારામ સાજો થયોજ નહિ. મેલેરીઆની સાથે સાથે બરોળથી તેનું આખું શરીર છવાઇ ગયું. બલરામે ફસલ વેચીને એગ્યુમીકચર, સુધાસિંધુ વગેરેની બાટલીઓથી ઓરડો ભરી કાઢયો, પણ બરોળમાં જરાય ફેરફાર ન થયો. એક વર્ષ આમ ચાલ્યા પછી ન્યુમોનિયાએ કેનારામને એવી સ્થિતિમાં મૂકી દીધો કે છેવટ બલરામની મહેનત વ્યર્થ જ ગઇ. મૃત્યુ પોતાનો વિજયડંકો વગાડી કેનારામને ઝૂંટવી ગયું.

(૨)

"બાપુ!"

"કેમ, વહુબેટા?"

"ઘરબાર જશે તો રહીશું કયાં?"

"ચૂલામાં."

સસરાના શબ્દો સાંભળી સુખદા ચમકી ને

આશ્ચર્યથી આંખો ફાડી આડી નજરે તેના તરફ જોઇ રહી.

બલરામ તીવ્ર કંઠે બોલ્યો: "કેનારામ અભાગીઓ જેમને રસ્તામાં બેસાડી રઝળતાં મૂકી ગયો, તેમને વળી રહેવાને ઘરબાર કેવાં?"

લાંબો નિસાસો મૂકતાં સુખદાનું હૃદય રડી ઊઠ્યું. ને માથું નીચું કરી કશો જવાબ આપ્યા વિના તે ઊભી રહી. ગંભીર થઇ થોડી વાર બેસી રહી બલરામ ધીમે ધીમે ઊંચું જોતાં બોલ્યો: "તું એક કામ કર, બેટા! પિયેર જા."

સુખદા નીચું જોતાં બોલી: "કહેશો તો જઇશ, પણ તમે ક્યાં રહેશો?"

જાણે બહુજ આશ્ચર્ય પામતો હોય તેમ બલરામ બોલ્યો: "હું? એ પૂછતાંય તને વિચાર થયો બેટા? હું ક્યાં રહીશ? મારે વળી હજી આ દુનિયામાં ઘરબાર લઇને રહેવું પડશે?" બલરામનું ગળું ભરાઇ આવ્યું.

સુખદા બોલી: "પણ રહેવું તો પડશે જ ને?"

રૂંધાયલા કંઠે, પણ કાંઇક ગુસ્સાભર્યા સ્વરે બલરામ બોલ્યો: "રહેવું પડે છે તે તારે જ લીધે ને! કેનારામ તો ચાલ્યો ગયો, પણ મારે પગેય બેડી પહેરાવતો ગયો. ઓહ! મારી વીસ વરસની મહેનતનો બદલો

બહુ સારો આપી ગયો. કેટલો નિર્દય ! એને તો નરકમાંય જગ્યા નહિ સાંપડે."

પરલોકગત સ્વામી માટેના સસરાના આ ઉદ્ગારોથી સુખદાને ઘણો આઘાત થયો. તે અભિમાન-ભર્યા સ્વરે બોલી: "હું જ જો તમને ભારરૂપ અને દુઃખરૂપ થઈ પડતી હોઉં, તો બાપુ..........."

સુખદાએ છેડા વતી મોં ઢાંકી દીધું. બલરામે નીચું જોઈ નિસાસો નાંખ્યો. પછી દુઃખમય, આર્દ્ર સ્વરે કહ્યું: "હું ભારરૂપની વાત નથી કહેતો, બેટા! તું છે તેથી તો હું સંસારમાં રહું છું. નહિ તો—"

બલરામ બોલતાં બોલતાં અટકી ગયો. કેટ-લીક વાર માથું આમતેમ હલાવી ધીરે ધીરે બોલ્યો: "તું શું સમજે બેટા, કે કેનારામ મારી છાતીમાં કેવો કારી જખમ કરી ગયો છે! તારી સાસુ મરી ગઈ, ત્યારે લોકોએ કહ્યું કે ફરી લગ્ન કર. પણ હું કહું છું: મારો કેનો જીવે તો બસ છે. એક વરસનો છોકરો. રાતદહાડો છાતી પર પડયો પડયો ઊંઘે. જરા ય પાસું ફેરવાય નહિ. એવાં વીસ વરસ ગાળ્યાં. ઓ ભગવાન! આટલું થવા છતાં ય માણસ જીવી શકે છે?"

બલરામ બે હાથે મોઢું ઢાંકી રડી પડયો; અને

રડતો રડતો જ ઘર બહાર જતો રહ્યો.

ઘરબાર બચાવી લેવામાં સુખદાનો જ આગ્રહ વધુ હતો. કારણ ઘરબાર જતાં રહે તો સસરાને લઈને રહેવું ક્યાં? પિયેરમાં બાપ હતો અને તે તેને લઇ જવા તૈયાર હતો. પણ વૃદ્ધ સસરાને એકલા મૂકી શી રીતે જઇ શકે? ને જાય, તો બલરામ એક દહાડો ય જીવી ન શકે; કદાચ રૂપનારાયણમાં ઝંપલાવી આપઘાત પણ કરે, એમાં શંકા ન હતી. તેથી સુખદાની ઇચ્છા હતી કે માત્ર ઘર જ બચાવી શકાય તો પણ પોતે જાતમહેનત કરી વૃદ્ધ સસરાને સુક્કોપાકો ભાતે પીરસી શકે.

બલરામનું ઘર પડાવી લેવાની મહેશ આકુલિની હઠ હતી તેમ પણ નહોતું. પણ તે એમ માનતા હતો કે બુઢ્ઢા બલરામ પાસે પૈસા હતા, છતાં ઘર-બાર ઉપર જપ્તી ન લાવે તો બલરામ પાસેથી તે નીકળવા મુશ્કેલ હતા. તેથી બલરામે જ્યારે તેને પગે પડી ઘરબાર જપ્ત ન કરવા રડતાં રડતાં આજીજી કરી, ત્યારે ઠંડા પેટે મહેશ આકુલિએ કહ્યું: "કોઈનાં ઘરબાર જપ્ત કરવા જેવું પાપ બીજું નથી. તારું ઘરબાર લઈ મારે કંઇ ધોઈ પીવું નથી. મારા હકના રૂપીઆ આપી દે, કે તરત

ઘરબાર છોડી દઈશ."

ઘણા માણસો એવા હોય છે કે જેમના ક્રોધ કરતાં હાસ્ય બહુ જ ભયાનક હોય છે. આકુલિના મોઢા પર એવું હાસ્ય જોઈ બલરામ નિરાશ વદને ઘેર ગયો; અને ઘરબાર બચાવવાનો કોઈ ઉપાય જ ન હતો એમ સુખદાને જણાવ્યું.

બલરામ નિરાશ થયો, પણ સુખદા નિરાશ ન થઈ. તેણે ખેતીની ત્રણ વીંઘાં જમીન વેચી નાખવા સસરાને સલાહ આપી. જમીન વેચવાથી અડતાલીસ રૂપીઆ ઉપજયા. સુખદાના પિયેરનાં એક જોટો તાવીજ તથા ચાર સાંકળાં હતાં, તે ચોપન રૂપીએ વેચ્યાં. બાકી ખૂટયા ત્રીસ રૂપીઆ. સુખદા ધારતી હતી કે એટલા રૂપીઆ મહાજન છોડી દેશે. પરંતુ આકુલિ મહાશય છોડે? એમણે તો ચોખ્ખું સંભળાવી દીધું કે: "એટલા બધા રૂપીઆ છોડું તો તો મારે દેવાળું જ કાઢવુ પડે. મારે તો બાર મહિનામાં તેર પર્વ આવે છે. હમણાં જ અન્નપૂર્ણાની પૂજા આવે છે. તેમાં જ દશબાર બ્રાહ્મણ જમાડવા પડશે. બીજી તો કંઈ આવક નથી. આ વ્યાજ જ મારી ઉપજ. છોકરાંછૈયાં જે કહો તે એજ."

પરંતુ બલરામ પણ છોડે તેવો ન હતો. છેવટે બહુ જ વિચાર કર્યા પછી આકુલિ મહાશયે એકસો

સાડીબત્રીસ રૂપીઆમાંથી ઉપરના આઠ આના છોડી દેવા કબૂલ કર્યું, અને એ આઠ આનાનું નુકસાન ભરપાઇ કરવા પોતાને બે દહાડા શાકદૂધ બંધ કરવાં પડશે એમ પણ સંભળાવી દીધું.

બલરામ તો આ સાંભળી સ્તબ્ધ જ બની ગયો, અને આ બ્રાહ્મણના મોઢા પર બધા રૂપીઆ ફેંકી દેવાની પોતાની અશક્તિ પર ચીઢાયો પણ ખરો. છેવટે નિરૂપાય થઈ રૂપીઆ પાછા લઈ તે ઘેર ગયો.

સસરાને પાછો આવેલો જોઈ સુખદાએ છિદામ માઇતિની માને આજીજી કરી. છિદામની સ્થિતિ સારી હોવા છતાં વ્યાજવટાવનો ધંધો કરવા જેવી તો ન હતી. છતાં તેણે અનાજ વેચીને રૂપીઆ આપ્યા. બલરામ રૂપીઆ લઇ આકુલિ મહાશય પાસે હાજર થયો. તેમણે રૂપીઆ ગણી, સારી રીતે ખખડાવી લઈ બલરામને પૃછ્યું: "બાકીના ખૂટતા રૂપીઆ કયાંથી લાવ્યો, બલરામ ?"

"છિદામ પાસેથી લાવ્યો."

"છિદામ માઇતિ ? છિદામ પણ વ્યાજનો ધંધો કરે છે કે શું ?"

"જી. ના. સુખદા જઇને રડી પડી એટલે એણે આપ્યા."

સહેજ હસીને આકુલિ બોલ્યો: "હં, હં! સારૂં, સારૂં. વ્યાજ કેટલું?"

"વ્યાજ નહિ લે."

આશ્ચર્યથી ચમકી આકુલિ બોલ્યો: "વ્યાજ નહિ લે?"

"ના. તે કહે છે કે વ્યાજ ખાવું એ તો મહા-પાપ છે."

આકુલિ હો હો કરતો હસીને બોલ્યો: "વાહ, વાહ! જગા માઇતિ તો ઘેર ઘેર મજૂરી કરતો મરી ગયો. તેનો દીકરો છિદામ માઇતિ. તે થઈ પડયો ભગત,–વ્યાજ ખાવું તે મહાપાપ! અધર્મી તો રહી ગયો માત્ર હુંજ."

એમ કહી તીવ્ર દૃષ્ટિથી તે બલરામ સામું જોઇ રહ્યો. બલરામે કશો જવાબજ ન આપ્યો. આકુલિએ રૂપીઆ પેટીમાં મૂકી રસીદ લખી આપી. બલરામ રસીદ લઈ ઘેર ગયો.

ઘરબાર તો બચ્યું, પણ ગુજરાનનું એકે સાધન ન રહ્યું. ત્રણ વીઘાં જમીન હતી તે ય વેચવી પડી. બુઢ્ઢો બલરામ બહુ જ વિચારમાં પડયો. એ જોઈ સુખદા બોલી: "તમે ડાંગર આણી આપો, બાપુ! તે ખાંડી ચોખા કરીશું. એમાંથી જે મળશે તેમાં આપણો ગુજારો સુખેથી ચાલ્યા કરશે."

બલરામને નછૂટકે એમ કરવું પડયું. તે ઉપરાંત ઘરની આસપાસ જે જગ્યા હતી, તેમાં સુખદાએ શાકભાજીની નાની વાડી જેવું કર્યું. એ શાક-ભાજી વેચતાં થોડું થોડું મળવા લાગ્યું. એમ, સુખેદુઃખે, તેમનું ગાડું ચાલવા માંડયું.

(૩)

"જરા હુક્કો તો પીતો જા, બલરામ !"

બલરામ પસીનાથી તરબોળ થઈ ખરા બપોરે ગુજરીમાંથી ઘર તરફ જતો હતો. હુક્કો પીવાની જરાય મરજી ન છતાં તે આકુલિ મહાશયને ના પાડી શકયો નહિ. માથા ઉપરનો ટોપલો નીચે મૂકી તેણે આકુલિને પ્રણામ કર્યા અને તેના હાથમાંથી ચલમ લઈ દમ માર્યો. ચલમમાં હતા માત્ર અંગારા. તમાકુનું તો નામનિશાને પણ ન હતું. બલરામના મોં ઉપરથી તે સમજી જઈ આકુલિ બોલ્યોઃ "તમાકુ બળી ગયો લાગે છે. ફરીથી ભર."

નજીક જ ગડાકુ પડયો હતો. બલરામ ચલમ ભરવા બેઠો. આકુલિએ પૂછયુંઃ "ગુજરીમાં ગયો હતો કે શું ?"

"હા જી." બલરામે ડોકું નમાવી કહ્યું.

"શું લઈ ગયો હતો ?"

"બે કોળાં અને બીજું પરચુરણ શાક."

"શું ઉપજ્યું ?"

"સાડા દસ પૈસા."

જરા વાર મૌન રહી આકુલિ બોલ્યો: "એટ-લામાં બે જણને ચાલે છે ?"

કોલસાને ફુંક મારતાં મારતાં બલરામ બોલ્યો: "ચલાવી જ લેવું પડે ને ?"

જાણે આશ્ચર્યથી આભો બની ગયો હોય તેમ આકુલિ બોલ્યો: "શું કહે છે ? એક શેર ચોખાની કિંમત જ આઠ પૈસા તો પડે, તે ઉપરાંત—"

"ચોખાની કિંમત કે દાળની કિંમત હું તો જાણતો જ નથી. એ બધું જાણે મારી વહુ, સુખદા !"

"ત્યારે તો વહુ જ બધું ઘર ચલાવે છે એમ ને ?"

"હાસ્તો."

"ત્યારે તો એને લક્ષ્મી જ કહેવી પડે."

બલરામ માથું હલાવી કંઈક ગર્વથી બોલ્યો: "એમાં શક શો ? આજકાલ એવી વહુ છે કોને ત્યાં ?"

"તારે સારે નસીબે જ એવી વહુ મળી, નહિ તો—"

"એ ન હોત તો તો હાડકાં ક્યારનાં ય ભોંય-ભેળાં થયાં હોત."

"ખરૂં. ખરૂં." આકુલિએ કહ્યું. બોલતાં બોલતાં તેના હોઠ મચકોડાયા.

પણ તે તરફ બલરામે જરાય ધ્યાન ન આપ્યું. તેણે એ દમ મારી આકુલિને ચલમ આપી દીધી. હુક્કા ઉપર ચલમ ગોઠવતાં આકુલિ બોલ્યો: "ત્યારે તો કહું છું કે એક પૈસાની ઉપજ તો છે નહિ, અને ઘર ચાલે છે શી રીતે ? તારે આવી સારી વહુ છે, એનો તો મને ખ્યાલેય ન હતો. સારૂં સારૂં."

છેવટના "સારૂં સારૂં" શબ્દ એ એવી રીતે બોલ્યો કે તેથી બલરામ ચમકી ઊઠયો. તે આકુલિના મોઢા સામું ય ન જોઈ શકયો. જલદી જલદી ટોપલો ઉઠાવી ઉતાવળે પગલે ચાલી નીકળ્યો. આકુલિ ગંભીર ભાવે હુકકો પીવા લાગ્યો.

બલરામ ઘેર જઇ ઉંબરા ઉપર જ ટોપલો પછાડતો નાખી માથે હાથ દઇને બેસી ગયો. ઉંબરા પાસે જ સુખદા રાંધતી હતી. બલરામને આ રીતે બેઠેલો જોઇ તે તરત જ પાસે જઈ બોલી: "બાપુ !"

બલરામે તીવ્ર દૃષ્ટિથી વહુના સામું જોયું અને ક્રોધથી રૂંધાયલા સ્વરે કહ્યું: "થાય શું ? મારૂં શ્રાદ્ધ !"

સુખદા આશ્ચર્યથી સ્તબ્ધ બની ઊભી રહી.

કેટલીક વાર ચુપ રહી, એક નિસાસો નાખી બલરામ બોલ્યોઃ "વહુ બેટા, મારે માટે આ દુનિયામાં ક્યાંય જગ્યા નથી, પણ વારૂ, તારે તો છે! તારા બાપને ત્યાં તો ઢીંચણ સમું ધાન છે. ત્યાં જાય તો તને એક મુઠી ખાવાનું નહિ મળે? એક વખતનું ધાન અને તેય અડધું પેટ બાળીને, અહીં કેમ પડી રહી છે, કહે જોઇએ?"

સુખદા કંઇક જવાબ દેવાં જતી હતી, પણ તે પહેલાં જ માથું હલાવી બલરામ ઉ-તેજિત કં બોલ્યોઃ "તું કહેવાની કે મારે લીધે પડી રહી છે. પણ હું તને રહેવાનું કહું છું? ના. હું કોઈનેય રહેવાનું કહેતો નથી. જ્યારે પેટનો છોકરો જ મને રઝળતો મૂકી નાઠો, તો તું તો પારકી દીકરી. તું રહીને મારૂં શું કરીશ? ના. મારે કોઇનું ય કામ નથી."

તેના અવાજમાં ક્રોધ સ્પષ્ટ જણાતો હતો, છતાં તેની આંખો આંસુથી એવી ઉભરાતી હતી કે તે છૂપાવવી અશક્ય લાગવાથી બલરામ નીચું માથું કરી બેઠો. થોડી વાર પછી જ્યારે તેણે ઉંચું જોયું ત્યારે સુખદાની આંખમાંથી શ્રાવણભાદરવો વરસતો હતો. તરત જ આંખો લૂછી બલરામ ગાઢ સ્વરે બોલ્યોઃ "હાં. બૈરાંની જાત ને! સ્હેજ વાતમાં

રડી પડી. મેં તને કશું કહ્યું છે? હું તો કહું છું કે ભગવાને જેને મારી મૂક્યો છે—ના. વધારે કહેવાથી લાભ નથી. તેલની વાડકી આપ."

શરીરે તેલ ચોળતાં ચોળતાં ચૂલા આગળ બેઠેલી સુખદા તરફ જોઇ તે બહુ કોમળ સ્વરે બોલ્યો: "મને હવે કશું ગમતું નથી. આટલી ઉમ્મરે ટોપલો માથે લઇને ગુજરીમાં જવું સારૂં દેખાય? તું થોડા દહાડા તારા બાપને ત્યાં જા, અને હું ય થોડા દહાડા ક્યાંક ફરી આવું."

સુખદા બોલી: "એ બધું પછી થશે. હમણાં જઇને નાહી આવો. જુઓને, દહાડો ય આથમવા આવ્યો."

"અરે, હજી દીવા વખતને તો ઘણી ય વાર છે. હાં. ઠીક યાદ આવ્યું. આ પેલા તારા ગુજરીના પૈસા."

ધોતિયાને છેડેથી પૈસા છોડી બલરામે સુખદાના હાથમાં મૂક્યા. તે ગણતાં ગણતાં સુખદા બોલી: "સાડા દશ પૈસા? બે કોળાંના જ સોળ પૈસા તો થાય."

બલરામ ઊઠી ખભે ટુવાલ નાખતો નાખતો બોલ્યો: "તેં તો કહ્યું સોળ પૈસા. પણ ટોપલો નીચે મૂકતાંમાં જ ભટાચાર્જી મહારાજે

આવી મોટું કોળું લીધું. શું કરું? બ્રાહ્મણને કશું કહેવાય? એટલે છ પૈસામાં આપવું પડ્યું."

"અને નાનું સાડાચાર પૈસામાં આપ્યું?"

હસતાં હસતાં બલરામ બોલ્યો: "બરાબર કહ્યું. એ લઇ ગયો મદન ચક્રોતિ (ચક્રવર્તી). બ્રાહ્મણના પેટમાં તો જશે. તેં શાકભાજી વાવ્યું તે સાર્થક થશે."

એમ કહી તે હસતો હસતો રૂપનારાયણમાં નાહવા ગયો. સુખદા પૈસા હાથમાં લઈ વિચારમાં પડી ગઇ. રાધુની માને ચોખાનો એક રૂપીઓ આપવાનો હતો. આજે એને આઠ આના તો આપ્યા વિના ચાલે તેમજ ન હતું. સુખદાએ ચાર આના તો ભેગા કરી રાખ્યા હતા. બાકીના ચાર આના એ કોળાંના આવશે અને ભાજીના પૈસામાંથી તેલમશાલો લાવશું—એમ સુખદાની ધારણા હતી. પણ સસરાજી ગુજરીમાં જઇને બ્રાહ્મણનું પેટ ભરી આવશે, એનો તો એને ખ્યાલે ય ન હતો! હવે રાધુની માને શું કહેવું એ જ વિચારે તે ચઢી ગઈ.

( ૪ )

રાત દોઢેક પહોર વીતી હતી, તે વખતે કોઇનો

પગરવ સાંભળી બલરામની ઉંઘ ઊડી ગઇ. તેણે આંખ ઉઘાડી જોયું તો આંગણામાં એક માણસને ઊભેલો જોયો. બલરામે ઘાંટો કાઢી પૂછયું: "કોણ છે?"

આવનારે છોભીલા પડી જઇ જવાબ આપ્યો: "એ તો હું રાખાલ–રાખાલ આકુલિ."

મહેશ આકુલિના છોકરા રાખાલને બલરામ સારી રીતે ઓળખતો હતો. તે ચોથા ધોરણમાં ભણતો હતો અને ગામની રામલીલા મંડળીમાં ભળી સરકારના આબકારી ખાતાની ઉપજમાં વધારો કરવાની સેવા કરતો હતો, તે પણ તેનાથી અજાણ્યું ન હતું. બલરામ બેઠો થઈ જઈ કઠોર સ્વરે બોલ્યો: "કેમ આટલી રાત્રે અહીં આવવું પડયું, દાદાઠાકુર?"

ડાબે હાથે માથું ખંજવાળતો ખંજવાળતો રાખાલ બોલ્યો: "હાં–હું તો એમ આવ્યો હતો કે–કે તમારે ત્યાં કોળું છે?"

વિરક્ત ભાવે ગુસ્સો કરતાં બલરામ બોલ્યો: "આટલી રાત્રે કોળું?"

રાખાલ સજ્જડ થઇ ગયો. પણ તરત જ હિમ્મત રાખી બોલ્યો: "અમારી મંડળીમાં જરૂર છે તેથી આવ્યો છું—"

તેને અટકાવી ગુસ્સાભર્યા તિરસ્કારથી બલરામ બોલ્યો: "ના. કોણું નથી. જાઓ."

એકાએક ધડાક દઇને બારણાનો આગળો ઉઘડી ગયો અને સુખદા બહાર આવી. રાખાલને ઉદ્દેશી તદ્દન સહજ ભાવે તે બોલી: "કોણું છે. શું કિંમત આપશો ?"

વૃદ્ધના તિરસ્કાર વચ્ચે એકાએક સુખદાને આ-વેલી જોઇ રાખાલનું ભયગ્રસ્ત મન કાંઇક પ્રફુલ્લ થઇ ઊઠ્યું. તેણે સ્હેજ હસીને ઉત્તર આપ્યો: "કિંમત ? તમે કહેશો તે."

સુખદા બોલી: "વારૂ, આવો."

સુખદાના શબ્દોથી રાખાલના હાથમાં જાણે આકાશનો ચંદ્ર આવી ગયો. તે આગળ વધી ઉંબરા ઉપર ધબ દઇને બેસી ગયો.

રાખાલ બેઠો ન બેઠો એટલામાં તો સુખદાએ ઝડપ મારી તેના ગળામાંની જનોઇ એટલા જોશથી ખેંચી લીધી કે રાખાલને તે અટકાવવાનો વખતે ય ન મળ્યો. તે તો વિસ્મયવિમૂઢ બની સુખદાના તરફ જ તાકી રહ્યો. પણ બીજી જ ક્ષણે નજીક પડેલી સાવ-રણી તરફ સુખદાનો હાથ જતાં જ, રાખાલે દોટ મૂકી અને જોતજોતાંમાં અદૃશ્ય થઈ ગયો.

બલરામ જડ જેવો બની બધું જોતો હતો. હવે

તે બોલ્યોઃ "આ શું કર્યું બેટા ?"

સુખદા બોલીઃ "બ્રાહ્મણના ઘરની ગાય તો ઊભાં બાળી મૂકે છે, બાપુ ! નદીતળાવે પણ નિશ્ચિંતતાથી જઈ શકાતું નથી."

બલરામ નિશ્વાસ નાખતો ખેદયુકત સ્વરે બોલ્યોઃ "પણ બ્રાહ્મણની જનોઈ—"

સુખદા હસીને બોલીઃ "એ કંઈ બ્રાહ્મણની જનોઈ નથી, બાપુ ! એ તો છે શયતાને પહેરેલો સાધુનો મુખવટો."

સુખદાએ ઘરમાં જઈ બારણું બંધ કર્યું. બલરામ ગાલે હાથ દઈ બેઠો બેઠો વિચારમાં પડયો.

( ૫ )

રાખાલ ત્યાંથી નાસી રામલીલા મંડળીના અખાડામાં ગયો. તે ઘણી વખત રાત્રે ત્યાં જ રહેતો હતો. તે રાત્રે પણ જઈ એક બાજુ પડી રહ્યો. તેનો વિચાર મળસ્કે ઊઠી ઘેર જતા રહેવાનો અને ઘરમાંથી જનોઈ લઈ પહેરી લેવાનો હતો. પણ તેનો વિચાર અફળ ગયો. તે જાગે તે પહેલાં બીજા એક બે છોકરા જાગી ઊઠયા અને રાખાલના કંઠમાં જનોઈ ન દેખતાં તેમણે હોહા કરી મૂકી. તે વખતે તેમને સમજાવવા રાખાલે એક ભૂતની

કલ્પિત વાત કરી, પણ રામલીલા મંડળીના છોકરા માને ખરા ? ધીમે ધીમે આખા ફળિયામાં અને બીજે ઠેકાણે પણ એ વાત ફેલાઈ ગઈ.

આકુલિ મહાશયે પણ એ વાત જાણી, તેમણે પુત્રને બોલાવી, ધમકાવી, ખરી વાત પૂછી. રાખાલે નિરૂપાય ખરેખરી વાત બાપને કહી. આકુલિ મહાશય તો રાતાપીળા થઈ ગયા. એક શૂદ્રની છોડીનું એટલું બધું સાહસ, કે બ્રાહ્મણના દીકરાના ગળામાંથી જનોઈ આંચકી લે ? એમણે ગામના પાંચ માણસોને ભેગા કરી આ બાબતનો ન્યાય કરવા આજીજી કરી. એમણે જે ફરિયાદ કરી તેનો મર્મ એ હતો કેઃ– 'મારો પુત્ર રામલીલા મંડળીમાં ફરતો હતો, છતાં કાચી ઉમ્મરનો હતો. અને એનું ચારિત્ર્ય એટલું બધું પવિત્ર હતું કે તે સંબંધી જરાય શંકા કરવા જેવું ન હતું. હાલહાલમાં બલરામ પાલના છોકરાની વહુ એને અસત માર્ગે લઇ જવા લલચાવતી. પણ રાખાલ ગમે તેવો તો ય મારો પુત્ર હતો; એ કુચરિત્રા, દુષ્ટા રમણીની લાલચોને એણે ઠોકરે મારી હતી. આ બધી વાતની મને ખબર ન હતી. છેવટે ગઈ કાલે રાત્રે મેં એને એક કોળું લેવા મોકલ્યો. રાખાલ કોળું લેવા માટે બલરામને ત્યાં ગયો, તે વખતે એ વેશ્યાએ પોતાની દુષ્ટ ઇચ્છા પૂર્ણ કરવા રાખાલના શરીરને સ્પર્શ

કર્યો. આથી રાખાલ તેના હાથમાંથી છટકવા યત્ન કરવા લાગ્યો. છેવટે એના હાથમાંથી છટક્યો તો ખરો, પણ એ કુલટાએ એની જનોઇ પકડી રાખી. ખેંચતાણુમાં જનોઇ એના હાથમાં રહી ગઇ; રાખાલ તો ઊંચે શ્વાસે જીવ લઇને નાઠો અને એના હાથમાંથી છૂટયો.'

આ સાંભળી ભરાયલું પંચ ગુસ્સે થઇ ઊઠ્યું. એક તો સ્ત્રીનું ખરાબ ચારિત્ર્ય અને તેમાં વળી બ્રાહ્મણુની જનોઈ કાઢી લીધી? આવા મહાપાપની મોટી સજા આપવા માટે તરત જ બલરામને બોલાવવામાં આવ્યો અને આકુલિ મહાશયની ફરિયાદ તેને સંભળાવી પંચે ચૂકાદો આપ્યો કે બલરામે વહુને પોતાના ઘરમાંથી કાઢી મૂકવી. બલરામે આ ખોટી વાત સામે ઘણું કહ્યું, પણ ધર્મપરાયણ બ્રાહ્મણુની વાત ખોટી માની ગરીબ અભણુ બલરામની વાત સાચી માનવા કોઇ જ તૈયાર થયું નહિ. તેમણે તો કહી દીધું કે કાં તો સુખદાને કાઢી મૂક, અથવા ધર્મશાસ્ત્ર કહે તે રીતે પ્રાયશ્ચિત્ત કરી સમાજને દંડ ભરી પવિત્ર થા. વધારામાં, જ્યાં સુધી આ બેમાંથી એક રસ્તો ન લે, ત્યાં સુધી વહુની સાથે બલરામને પણ સમાજ બહાર રાખવાનું નક્કી થયું. ગમે તે કારણે હોય, પણ બ્રાહ્મણુનું અપમાન હિન્દુ થઇને કોઈ સહન કરી શકે નહિ.

પણ બલરામ વહુનો ત્યાગ કરી શક્યો નહિ. તેમ તેણે પ્રાયશ્ચિત પણ ન કર્યું. અંતે સમાજ બહાર થઈને રહ્યો. આથી બલરામનો સ્વભાવ વધારે બગડવા લાગ્યો; અને પોતાની વૃદ્ધાવસ્થાને લીધે વહુ પોતાને એકલો મૂકી પિયેર ન જવાથી જ આટલું સહન કરવું પડે છે એ વિચારે તે ભગવાન પાસે મોત માગવા લાગ્યો.

( ૬ )

રસ્તાની બાજુ પરનું મોટું વડનું ઝાડ વરસાદના તોફાનમાં પડી જતાં, મુસાફરો જેમ તેના તરફ કરૂણાભરી નજર નાખી વેગળેથી જ ચાલ્યા જાય, તેમ સમાજચ્યુત બલરામ તરફ કરૂણ દૃષ્ટિ કરતા પણ તેને વેગળો રાખી લોકો જવા લાગ્યા. બલરામની નજરે આ કરૂણામાં પણ કટાક્ષ જણાતો, પણ તે તેની દરકાર કરતો નહિ. જ્યારે ઝાડ પડી જાય છે ત્યારે તેનાં ડાળીડાંખળાં અને પાંદડાં પણ જમીન તરફ જ ઢળી પડે છે. સૂર્યનો પ્રકાશ કે તાપ ગ્રહણ કરવાની આશામાં એક પાંદડું સરખું ય ઊંચી નજર કરતું નથી, પણ ઝાડના પતન સાથે પોતે જાણે માટીમાં ભળી જવા માગતું હોય તેમ જમીન ભણી જ ઢળી પડે છે. લોકો કદિ સહાનુભૂતિ બતાવી કહેતા કે: "અરેરે! બલરામ! ઘડપણમાં

આ બેઇજ્જતી !" ત્યારે બલરામ હસતાં હસતાં સહજ સ્વરે જવાબ દેતો: "સંસારમાં રહેવું હોય તો સુખદુઃખ બેય ભોગવવાં પડે. કહેવત છે ને કે દહાડા પછી રાત અને રાત પછી દહાડો."

આટલી બેઇજ્જતી છતાં ય તેનું આ જાતનું અભિમાન જોઇને લોકો આશ્ચર્ય પામતા, એટલું જ નહિ, પણ એના ઉપર મનમાં વિરક્ત થતા. પણ બલરામ તેમનાં વિરક્તિ કે સંતોષ કશાની ય પરવા ન કરતો. એણે તો મનુષ્યના ન્યાય કરતાં એક માત્ર ભગવાનના ન્યાય ઉપર જ વિશ્વાસ રાખ્યો હતો.

પરંતુ જ્યારે, લક્ષ્મીપૂજાને દિવસે, સુખદા લક્ષ્મીની છબી આગળ બેસી, ગોર-બ્રાહ્મણને અભાવે, પોતાની મેળે કંકુના બે છાંટા નાખી વિધિસર પૂજા ન થવાથી છાતીફાટ રડતી, ત્યારે બલરામની ધીરજ ખૂટી જતી. તે ગામના લોકોને ગાળો દેતો; વહુનો તિરસ્કાર કરતો, અને છેવટે ભગવાનના ન્યાય ઉપર દોષારોપણ કરી લક્ષ્મીની પ્રતિમાને રૂપનારાયણના પાણીમાં ફેંકી દેવા સુદ્ધાં તૈયાર થઈ જતો.

તે દિવશે ચૈત્ર મહિનાની લક્ષ્મી-પૂજા હતી. સવારથી જ સુખદા પોતાના સસરાને આજીજીભર્યા સ્વરે કહેવા લાગી: "કોઇ બ્રાહ્મણની તપાસ

કરો ને, બાપુ! માત્ર એક ફૂલ જ માતાજી ને ચડાવી જાય. ગામમાં આટલા બધા બ્રાહ્મણ છે, એક જણે ય નહિ આવે ?"

એકે ય બ્રાહ્મણ બલરામને ન મળ્યો. છેવટે તે જઈને આકુલિ મહાશયને પગે પડયો. પણ તેમણે તો મક્કમતાથી જણાવી દીધું કે જેણે બ્રાહ્મણની જનોઇ તોડી નાખી છે, તે પ્રાયશ્ચિત ન કરે, અને તેને ત્યાં ધર્મક્રિયા કરાવે તો ધર્મનું અપમાન થાય. એટલે એવું કામ તો ન જ બને.

દબાયલા ક્રોધથી ધૂંવાંપૂંવા થતા બલરામે ઘેર આવી વહુને કડવા શબ્દો સંભળાવ્યા. સુખદા રડી પડી. જૂઠાબોલા મહેશ આકુલિને ગાળો દેતો તે ભગવાનને ખરો ન્યાય કરવા પ્રાર્થના કરવા લાગ્યો.

(૭)

એક દિવસ બલરામ ગુજરીમાંથી પાછો ફરતો હતો, ત્યારે એકાએક એવો વરસાદ પડયો કે તેને બાજુના ઘરના ઓટલાનો આશરો લેવો પડયો. ત્યાંપ-રાણ કમાર પણ વરસાદથી બચવા માટે ઊભો હતો. જે ઘરના ઓટલા પર તે ઊભા હતા તે એક બજારૂ સ્ત્રીનું હતું. ગામને એક છેડે રહી તે ગણિકાવૃત્તિથી પોતાનો ગુજારો કરતી હતી. પણ આફતને વખતે

તેના ઓટલા પર ઊભા રહેવામાં બલરામને અણુઘટતું ન જણાયું.

વરસાદ ધીમે ધીમે બંધ થવા આવ્યો. પણ એ ટૂંકા સમયમાં જ પરાણે બલરામને એવું એક દૃશ્ય બતાવ્યું કે તે વડે બલરામ આશ્ચર્યથી સ્તબ્ધ જ બની ગયો. ઘરના ઓટલાને એક ખૂણે એક બારી હતી. તે બારી બંધ હતી, પણ તેને જરા મોટી ફાટ હતી. તે ફાટમાં થઇને પરાણે બતાવ્યું કે તે ઘરમાં જે પુરૂષ હતો તે હતો મહેશ આકુલિ. બલરામને તો જાણે આકાશમાંથી વજ્જર પડવા જેવું થયું. આંખો લૂછી બરાબર સારી રીતે ઘરની અંદર નજર કરવા લાગ્યો.

પરાણુ બોલ્યોઃ "જોઇ, બલરામ ! આ બ્રાહ્મણની અકકલ !"

બલરામ કશું બોલ્યો નહિ. તેણે માત્ર ઘૃણાથી મોં મચકોડયું. પણ પરાણુના ચહેરા પર વેરની જ્વાલા ફેલાઇ ગઇ. એને વેર લેવાનું કારણ ય હતું. આકુલિએ એને ત્રીસ રૂપીઆ ધીરી, વ્યાજનું વ્યાજ ગણી, તેને ઘરબાર વગરનો કર્યો હતો. આથી આકુલિ ઉપર રીસ તો ઘણી ચઢી હતી, પણ તેનું વેર લેવાનો પ્રસંગ હજી સુધી તેને મળ્યો ન હતો. આજે તે લાગ મળતાં તેની વેરવૃત્તિ ગર્જી ઊઠી.

વરસાદ બંધ પડતાં જ, તેણે ગામમાં જઈ ઘેર ઘેર આકુલિ મહાશયના ચારિત્ર્યનાં વાજાં વગાડવા માંડયાં.

લોહીતરસ્યા વાઘથી લોકો ડરે છે, એટલું જ નહિ, પણ તેને મારી નાખવા એવા અધીરા બને છે કે વખત આવતાં તેઓ તેને જીવતો છોડતા જ નથી. તે જ રીતે એવા જ ભૂખ્યા આકુલિને સતાવવા પણ ગામના એટલા લોકો ઉલટી પડયા કે એ આકુલિ મહાશય તો કલ્પના ન કરી શકયા કે ગામમાં પોતાના આટલા બધા શત્રુ હશે.

ગામમાં જ્યાં ને ત્યાં એ જ વાત થવા લાગી છેવટે સમાજના આગેવાનો ભેગા થઈ આકુલિ મહાશયનો ન્યાય કરવા બેઠા. પરાણુની સાક્ષી લેવાઈ, પણ તેની એકલાની સાક્ષી પ્રમાણ રૂપ ન ગણાય. તેથી બલરામ પાલને બોલાવવામાં આવ્યો. બલરામને જોતાં જ આકુલિનું મોં સૂકાઈ ગયું. એ ડોસા પાસેથી તેને જરાય દયાની આશા ન રહી. તેને ખાત્રી થઈ ગઈ કે ખોટી રીતે કરેલી તેની બેઈજ્જતીનો બદલો હવે તે લીધા વિના રહે જ નહિ. તે માત્ર ફિક્કે મોંએ રાંકની માફક તેના તરફ જોઈ રહ્યો.

પણ બલરામની સાક્ષી સાંભળી બધા જ સડક થઈ ગયા. તેણે કહ્યું: "એ પતિતાના ઘરમાં જે

પુરુષને મેં જોયો હતો તે દેખાવમાં આકુલિ મહાશયના જેવો જ હોવા છતાં, તે આકુલિ મહાશય નહોતા એમ હું પ્રતિજ્ઞા ઉપર કહી શકું છું. કારણ કે મેં ખૂબ ધ્યાનપૂર્વક જોવા છતાં ય તે પુરુષના ગળામાં મેં જનોઈ જોઈ ન હતી !"

બલરામની સાક્ષીથી આકુલિ મહાશય નિર્દોષ ઠરી ગર્વથી ફુલાતા ઘેર ગયા. રસ્તામાં પરાણે ખિન્ન મને બલરામને પૂછ્યું: "હેં, બલરામકાકા ! આવું હડહડતું જૂઠું તમે બોલ્યા શી રીતે ?"

મંદ હસતાં બલરામે કહ્યું: "મારા જેવા નાચીજ માણુસને હેરાન કરવા માટે એક બ્રાહ્મણ જૂઠું બોલી શકે તો એક બ્રાહ્મણની ઇજ્જત રાખવા હું આટલું ય જૂઠું ન બોલી શકું ?"

પરાણુ આનો જવાબ આપી શક્યો નહિ. પરંતુ આકુલિ મહાશયે એનો જવાબ આપ્યો હતો તે પોતાના કોઈ ખાસ મિત્રને કહેતા કે: "બલરામ પાલ જેવો જુઠ્ઠો આ દુનિયામાં કોઈ નથી. એ ડોસો તો ગંગાને આ કિનારે ડૂબકી મારી પેલે કિનારે નીકળે એવો છે !"

[ બંગાળી પરથી ]



**આનંદપુરી** સ્ટેશન ઉપર તે દિવસે એ એક જ ઉતારુ હતો. તેની ચાલવાની રીતથી તેણે ઘણોજ પ્રવાસ કરેલો હશે, એવું જણાતું હતું. તેનો પહેરવેશ જરાક મલીન દેખાતો હતો. છતાં એકંદરે તેની ટાપટીપ ઉપરથી તે સુશિક્ષિત છે, એવી કલ્પના કરી શકાતી હતી. તે સાડાપાંચ ફૂટ ઊંચો, ને શરીરે પાતળું હોવા છતાં પણ ભરાવદાર દેખાતો હતો. એક હાથમાં ટ્રંક ને બીજા હાથમાં બીસ્તરો એવી રીતે પકડેલાં હતાં, કે તે શરીરે મજબુત છે, એમ જોનારને સહજજ લાગતું હતું.

સ્ટેશનના દરવાજામાંથી બહાર નીકળતી વખતે તેણે ટિકીટ-કલેકટર તરફ જોયું અને જરા હસીને

બોલ્યો: "આપ વડોદરે હતા ને ? આપનું નામ રામ રાવ ને ?"

"હા. તમે વડોદરે જ રહો છો ?"

"ઓળખાણ પડતી નથી ? છેકજ ભૂલી ગયા કે શું ?"

ટિકીટ–કલેકટરે જરા ધારી ધારીને જોઇ દિલગીરી બતાવી કહ્યું: "ના, કાંઇ ઓળખ પડતી નથી."

તે ઉતારૂએ હાથમાંનો સામાન નીચે મૂકયો અને મોટેથી હસીને બોલ્યો: "વાહ, ભાઈ વાહ! તમે પણ જબરા છો. તમને રેલ્વેના નોકરોને ઓળખાણ ભૂલી જવાની તો ટેવ જ હોય છે."

આ સાંભળી ટિકીટ–કલેકટર વિચારમાં પડયો. તે બોલ્યો: "માફ કરજો, હોં! તમારૂં નામ કહો, તો હું કદાચ ઓળખી શકીશ."

"મારૂં નામ સુધીર વ્યાસ. હવે કાંઇ ઓળખાણ પડે છે ?"

"સુધીર ?" એમ બોલી જમણે હાથે દાઢી પંપાળતો તે વિચાર કરવા લાગ્યો. પણ તેને તરતજ સ્મૃતિ થઇ આવી. તે બોલ્યો: "હાં! હાં! ઓહો! સુધીર !! ત્યારે તું કેટલો નાનો હતો ? હજી અખાડે જાય છે કે ?"

"ત્રણ દિવસ ઉપર તો જતો હતો. પણ હવે

પરિસ્થિતિ બદલાઇ છે."

"હું વડોદરે હતો, ત્યારે તું કેટલો નાનો દેખાતો હતો અને હવે તો ઓળખાતો પણ નથી. વડોદરે જ રહે છે કે ?"

સુધીરે હાથમાંનો સામાન નીચે મૂક્યો ને હાથ કોટના ખીસ્સામાં ઘાલી હસતો હસતો બોલ્યો: "વડોદરે શાનો ? અહીં જ ! હમણાં તમારી સામે જ ઊભો છું ને !"

"માઇ ગોડ ! હું તને ઓળખી ન શક્યો. પણ તેમાં મારો દોષ નથી, હોં ! કારણ કે તેં તારા શરીરને ખૂબ તૈયાર કર્યું છે !"

આમ કહી ટિકીટ–કલેકટરે પોતાનો જમણો હાથ હસ્તધૂનન કરવા આગળ લંબાવ્યો.

બે હૃદયો એક થયાં. સુધીર અને ટિકીટ–કલેકટર બંને એક જ અખાડામાં વ્યાયામ માટે જતા હતા. બંનેને વ્યાયામનો ભારે શોખ હતો. બંનેની ઉમ્મરમાં ૧૦–૧૨ વરસનો ફરક હોવા છતાં તે વખતે તેમની વચ્ચે ગાઢો સ્નેહ હતો.

સુધીરનો હાથ પકડી પહેલા વર્ગના વેઇટીંગ રૂમ તરફ જતાં જતાં ટિકીટ–કલેકટરે એક હમાલ પાસે તેનો સામાન ઊંચકાવી લાવવાની વ્યવસ્થા કરી. પછી વેઇટીંગ રૂમની પાસે જ આવેલા ઉપાહારગૃહના માલિ-

કને 'ભૈયા' એવી તેણે બૂમ મારી. અને બંને મિત્રો વાતે વળગ્યા.

ભૈયાએ આવી વિનયથી પૂછ્યું: "સાહેબ, શું લાવું ?"

"તને ગમે તે ચીજ લાવ."

આવો વિચિત્ર ઓર્ડર સાંભળીને ભૈયો જરા ડઘાયો ને પૂછવા લાગ્યો: "ગમે તે એટલે ? ચા, ચેવડો. સેવ......"

"જલેબી, તાજી પૂરી અને બટાટાનું શાક હોય તો લઈ આવ."

"વારુ, સાહેબ."

સુધીર અને રામરાવે ગપ્પાં મારવાં શરૂ કર્યાં.

*

સુધીરને વ્યાયામનો ખૂબ શોખ હતો. આથી અભ્યાસ તરફ પણ થોડુંક દુર્લક્ષ થતું. પણ જાતે હોશિયાર હોવાથી, જે અભ્યાસ કરવાનો હોય તે નિયમિતપણે એકાગ્રતાથી કરતો. એમ ને એમ તે બી. એ. સુધી પહોંચ્યો હતો. બી. એ.ની પદવી સર કરવાની તેની પ્રબળ ઈચ્છા હતી. તેથી તેણે અભ્યાસ તરફ દુર્લક્ષ કર્યું ન હતું. પણ તે આ સાલ બી. એ.માં નપાસ થયો હતો. ફરીથી એક વાર બી. એ. ની પરીક્ષામાં બેસવાની તેને

ઇચ્છા હતી. પરંતુ મનુષ્યની ઇચ્છા સહજમાં પૂરી થાય, એવું હંમેશ થોડું જ બને છે ?

સુધીરની આર્થિક સ્થિતિ તેને આગળ અભ્યાસ કરતાં અટકાવતી હતી. તે કહેતી હતી: "નોકરી કર." આથી તેને તેમ કરવા તત્પર બનવું પડયું.

તેણે અનેક અરજીઓ કરી. પરંતુ કંઇ દહાડો વળ્યો નહિ. એક દિવસે એક પ્રસિદ્ધ દૈનિક છાપામાં પ્રસિદ્ધ થયેલી નીચેની જાહેર ખબર તેણે વાંચી:—

> જોઇએ છે—
>
> આનંદપુરી ઓપ્રેજી હાઇસ્કૂલ માટે એક દેશીવિદેશી રમતોની પૂર્ણ માહિતીવાળો મેટ્રીક શિક્ષક જોઇએ છે. ઉમેદવારે નીચેને સરનામે પગાર વગેરે માટે પત્રવ્યવહાર કરવો.
>
> કે. એમ. મોહેતા
>
> આનંદપુરી.

તેણે દરરોજના નિયમ પ્રમાણે અરજી લખી રવાના કરી. પોસ્ટમાં નાખતી વખતે તે મનમાં બબડયો: "આ છેવટની જ અરજી છે."

અને ખરેખર, કોઈ વિલક્ષણ રીતે તે છેવટની જ ઠરી !

અરજીનો જવાબ વળતી ટપાલે આવી ગયો. ટપાલીના હાથમાંથી પત્ર લેતી વખતે તેનું હૃદય આનંદથી નાચતું હતું. પણ તે આનંદ બહુ વાર ટક્યો નહિ. તેણે પત્ર વાંચવા માંડયો:—

"અમારી શિક્ષણ સંસ્થાની આર્થિક સ્થિતિ સંતોષકારક ન હોવાથી તમને ઝાઝો પગાર આપવાનું તો પરવડે એમ નથી. તમે જો ૨૫) રૂપિયાના પગારે રહેવા ખુશી હો, તો વળતી ટપાલે જવાબ આપશો."

ગુજરાનનું કાંઈ જ સાધન નથી, ત્યારે પચ્ચીસ તો પચ્ચીસ, એવો વિચાર કરીને તેણે તરત જ જવાબ લખી દીધો. અને આશાભર્યા હૃદયે તે જવાબની રાહ જોવા લાગ્યો.

દિવસ પર દિવસ જવા લાગ્યા, પરંતુ અરજીનો જવાબ કાંઈ જ મળ્યો નહિ. અસ્ત પામતા સૂર્યની પેઠે એની આશા ધીમે ધીમે વિલીન થવા લાગી. પણ આશા તો અમર છે. તેણે સમૂળગી આશા છોડી દીધી ન હતી.

આનંદપુરીથી જવાબ આવે એમ તેને લાગતું ન હતું, છતાં પણ કદાચિત કાંઈ કારણ-

સર જવાબ આપવામાં ઢીલ થઇ હશે, જવાબ આવે પણ ખરો, એમ તે પોતાના મનનું સમાધાન કરતો હતો.

એક દિવસ તે બારણામાંના ફુલઝાડને પાણી પાતો હતો, એટલામાં ટપાલીએ બૂમ મારી. ઘરમાં પાકીટ નાખી તે ચાલતો થયો. ટપાલીની બૂમ સાંભળતાં જ તેની આશાલતા ખીલી ઊઠી. ઝડપભેર પરબીડિયું હાથમાં લઇ ઉત્સુકતાથી સહર્ષ ચિત્તે ખોલીને તેણે વાંચવા માંડયું:–

(૧) શાળા ચાલુ હોય તે દરમ્યાન દર મહિને તમને ૨૫) રૂા. પગાર મળશે.

(૨) ઠરાવેલી મુદત પહેલાં તમે શાળા છોડી જશો નહિ, એ ખાતર જામીન તરીકે એક મહિનાનો પગાર અનામત રાખવો પડશે. સદર રકમ મુદત પૂરી થયે પાછી મળશે.

(૩) નોકરી પર હાજર થયા પછી યોગ્ય મુદતે એસ. ટી. સી.ની પરીક્ષા આપવી પડશે. એ પરીક્ષામાં પાસ થતાં સુધી દરેક મહિનાના પગારમાંથી દર માસે ચાર રૂપિયા કાપી લેવામાં આવશે. પરીક્ષામાં ત્રીસ ટકા કરતાં ઓછા માર્ક મળશે, તો કાપી લીધેલી રકમ પાછી આપવામાં આવશે નહિ.

(૪) ઉપરના કલમ–નિયમ તમને મંજૂર હોય તો લખી જણાવશો, એટલે તમારી નીમણૂંક કરવાની સુગમતા થશે.

આ કલમો વાંચી સુધીર તો ગુસ્સે જ થઈ ગયો. તે પત્ર તેણે ફાડીતોડી ચીરેચીરા કરી ફેંકી દીધો. આગ કરી તેણે પત્ર તો પોતાની દષ્ટિથી દૂર કર્યો, પરંતુ કાગળમાં લખેલી કલમોથી તેના હૃદયને જે આઘાત લાગ્યો, તે દૂર થવો એ બહુ મુશ્કેલ હતું.

મી. મહેતાને એક લાંબો, સખ્ખત પત્ર લખવાનો તેણે મનમાં વિચાર કર્યો. પરંતુ એનો કાંઈ ઉપયોગ થશે નહિ, એમ લાગવાથી તેણે રૂબરૂ જ મળવાનો નિર્ણય કર્યો.

બીજે દિવસે વડીલોની આજ્ઞા લઈને 'ઉદર નિર્વાહનું કાંઈ સાધન પ્રાપ્ત કર્યા વિના પાછો અહીં આવીશ નહિ' એવો નિર્ધાર કરી તે ઘર બહાર નીકળ્યો.

એ પછીની હકીકત પ્રારંભે આવી ગઈ છે.

*

ટિકીટ–કલેકટરે કરેલા આતિથ્યથી તે તાજો થયો. પછી પોતાનો સામાન ટિકીટ–કલેકટરને સોંપીને તે સ્ટેશન બહાર નીકળ્યો. પહેલાં મી. મહેતાની

મુલાકાત લેવી એમ વિચારી, તે માણસ કેવોક છે અને ગુણની કદર સમજે તેવો છે કે કેમ તે જાણવાનો તેણે નિશ્ચય કર્યો.

સ્ટેશનની સામે આવેલી દુકાનમાંથી ભાડાની સાઇકલ લઈ. ટિકીટ-કલેક્ટરે કહેલી નિશાનીઓ જોતો જોતો ને રસ્તો પૂછતો પૂછતો, તે અંગ્રેજી હાઇસ્કૂલ આગળ જઈ પહોંચ્યો.

સુધીર ચાલાક ને ચોકકસ હતો. સાઇકિલ ઉપરથી ઉતરતાં ઉતરતાં હેડમાસ્તર મી. મહેતાની ઓફીસ કયાં હશે, તેનો તેણે અંદાજ કરી લીધો. પછી તરત જ સાઇકિલ પરથી ઉતરી કમ્પાઉન્ડમાં એક ઠેકાણે તે મૂકી. પછી દાદરના પગથિયાં સડસડાટ ચઢીને ઓફીસનાં બારણાં સુધી તે ગયો. બારણાં આગળ ઊભા રહેલા પટાવાળાએ સલામ કરી. જરા હસીને સુધીરે તે સલામનો સ્વીકાર કર્યો. પછી એક કાગળ પર પોતાનું નામઠામ લખીને તેણે તે પટાવાળાને આપ્યો.

પટાવાળો ચિઠ્ઠી લઈને અંદર ગયો. સુધીર ગજવામાંથી રૂમાલ કાઢી હાથમોં લૂંછવા લાગ્યો. ટોપી બરાબર કરી. એટલામાં પટાવાળાએ "પધારો સાહેબ" કહેતાં તે હસતો હસતો ઓફીસમાં ગયો.

સુધીરે નમસ્કાર કર્યા. પરંતુ મી. મહેતાએ તે

ન સ્વીકાર્યા. 'બેસો' એમ પણ ન કહ્યું. ફક્ત સુધીરના મુખ તરફ જોઇજ રહ્યા.

આવું શિષ્ટાચારરહિત વર્તન જોઇને સુધીરને એક ક્ષણ થઇ ગયું કે પાછો ફરીને ચાલ્યો જ જાઉં. પણ બીજી જ ક્ષણે, આત્મસંયમ રાખી, તે એક ખુરસી પર બેસી ગયો.

મી. મહેતા પોતાના કાંડા પર બાંધેલી ઘડિયાળ જોઇ પોતાના ચશ્મા નાક પર સરખાં કરી ઇંગ્રેજીમાં બોલ્યા: "ખરેખર હું દિલગીર છું કે........."
આટલું કહી તેઓ અટકી ગયા.

સુધીરે તરતજ હસતાં હસતાં પ્રશ્ન કર્યો: "કેમ ?" તેણે હસતાં હસતાં પૂછેલા પ્રશ્નથી મી. મહેતા વિચારમાં પડી ગયા. આજ સુધીમાં આવો હસમુખો અરજદાર તેમણે જોયો ન હતો.

સુધીરને તીવ્ર દૃષ્ટિથી જોઇ તે બોલ્યા: "તમારા તરફથી કાંઈ જવાબ ન આવવાથી........"

તેની આંખમાં પોતાની આંખ મેળવી સુધીરે કહ્યું: "મેં જવાબ ન આપ્યો, તેનો અર્થ એજ કે તમારી શરતો મને માન્ય નથી. હમણાં હું અહીં આવ્યો છું, તે નોકરીની યાચના કરવા માટે નહિ, પરંતુ તમારી શિક્ષણસંસ્થાનો પરિચય કરવા માટે જ આવ્યો છું. વળી પેટને ખાતર નોકરી કરનારા માણસોને

તમે કયા પ્રકારે રીબાવો છો, એ પ્રત્યક્ષ જોવાના હેતુથી પણ હું અહીં આવ્યો છું. મારે બદલે તમે જે કોઈ માણસની નીમણુંક કરી હોય, તેના પેટ પર પગ મૂકવા હું આવ્યો નથી. વળી તમારી ગુણજ્ઞતાની પરીક્ષા કરવા હું આવ્યો છું. હું તમારે ત્યાં વગર પગારે નોકરી કરવા ખુશી છું. કરી શકશો મારી નીમણુંક?"

મી. મહેતા અત્યંત કડક સ્વભાવના હતા ને આ સાંભળી તે ખૂબ ગુસ્સે થઈ જાત. પરંતુ સુધીર એવી ઢબથી બોલતો હતો, કે જાણે તેમનો યે ઉપરી ન હોય! એટલે તે અચકાઇ ગયા. તેણે યોજેલા 'ગુણજ્ઞપણાની પરીક્ષા' એ શબ્દો શિષ્ટાચારના ભંગરૂપ ને ગુસ્સો ઉત્પન્ન કરનાર હતા. પરંતુ મહેતાસાહેબે કયાં અત્યાર સુધી શિષ્ટપણું પાળ્યું હતું? શકય એટલા પ્રકારથી હેરાન કરનારા શાહુકારના જેવું જ એમનું વર્તન હતું ને?

સુધીર સાથેની ચર્ચા અટકાવવા ઘુંટડો ગળી જઈ તેઓ શાંતપણે બોલ્યા : "માફ કરજો મીસ્ટર! મારે હવે વર્ગમાં જવાનો સમય થયો છે. કોઇ બીજી વખત વળી આપણે આ વિષય પર ચર્ચા કરીશું."

મહેતાસાહેબ ખુબ ચિડાઇને તડૂકશે એવી સુધીરની કલ્પના હતી, પરંતુ તેમણે તો બીજો જ

રસ્તો લઇ ત્યાં આગળથી કોઇ પણ બહાને છટકી જવાનું યોગ્ય ધાર્યું !

આમ થવાથી સુધીરને પણ ઊઠવું પડયું. ઊઠતાં ઊઠતાં તેણે "તમારો આભાર માનું છું" એમ કહી નમસ્કાર કરી ત્યાંથી ચાલવા માંડયું. હવે ઉદર-નિર્વાહનું બીજું સાધન શું શોધવું એવા વિચારમાં ગરક થઈ સુધીરે સાઇકલ ચલાવવા માંડી.

આનંદપુરીના સોનીહાટ અને ફુલવાડા એ એ બજારોને જોડનારો એક નાનો સરખો મહોલ્લો હતો. એ મહોલ્લામાંથી સુધીર પસાર થતો હતો, એટલામાં રસ્તે જતાં એક જાડા ધંપાલશાને તેની સાઇકલનો ધક્કો લાગ્યો. વાસ્તવિક તો આટલા ધક્કાથી કોઈ નાદાન છોકરાને પણ ઇજા થાય એમ ન હતું. તો પણ તે ધક્કો પેલા જાડેખાંથી સહન થયો નહિ. એકદમ આગળ ધસી આવી સાઇકલને અટકાવી તે બોલ્યો: "સાલા ! અંધા હૈ ?"

સુધીર ક્રોધથી લાલચોળ થઇ સાઈકલ પરથી નીચે ઊતરી પડયો અને બોલ્યો: "અબે એ... જાડે પહેલવાન ! જરા મોં સંભાળો."

પહેલવાન બોલ્યો: "જા જા ! છોકરી ! બત્રીસે દાંત પાડી નાખીશ, સમજ્યો ?"

આ જોડા તે ખરેખરા પહેલવાનની જ હતી. તે આનંદપુરીનો પ્રખ્યાત ચંદુમલ્લ–ચંદારામ હતો.

ચંદુએ બત્રીસ દાંત પાડી નાખીશ, એમ કહી હાથ ઊંચક્યો ન ઊંચક્યો, એટલી વારમાં તો સુધીરે સાઇકલ ત્યાં જ પડવા દઇ જોતજોતાંમાં ચંદુને જ બે પગે ઊંચકીને પટક્યો !

મહોલ્લો સાંકડો અને અડચણવાળો હતો. આથી ચંદુને સારો માર પડ્યો. તેને ઘૂંટણ પર ઇજા થઈ. આથી તેનાથી ઝપાટાબંધ ઊઠાયું પણ નહિ અને તેથી વધારે મારામારી થતી અટકી ગઈ.

તેને ઇજા કરવાની સુધીરની કંઇ ઇચ્છા ન હતી. "સાલા અંધા હૈ" એ શબ્દો તેણે ન ઉચ્ચાર્યા હોત, તો સાઇકલનો ધક્કો લાગવા બદલ સુધીર દિલગીરી બતાવત અને માફી માગવા ય તૈયાર થાત.

પરંતુ "સાલા અંધા"એ શબ્દો તેનાથી સહન થઇ શક્યા નહિ. તેનું લોહી જીવતું હતું. ક્રોધના આવેશમાં ભાન ન રહેવાથી તેણે ચંદારામને પટક્યો. એ વખતે તેને ઇજા થશે એવો વિચાર સુદ્ધાં સુધીરને આવ્યો ન હતો. પણ પ્રત્યક્ષ ઇજા થયેલી જોઇને તેને મનમાં જરા ખોટું લાગ્યું. તે પોતે જમીન પર બેસી ઘા તપાસવા લાગ્યો.

સામેના ઘરની બારીએથી એક માણસ આ

બધું જ જોઈ રહ્યો હતો. ચંદુને ઊંચકીને પટકવામાં સુધીરે વાપરેલી સફાઈ ને હથોટી જોઈ તે ચકિત જ થઈ ગયો હતો. ને પછી પણ સુધીર શું કરે છે તે તે જોઇજ રહ્યો.

ચંદુના પગની સારવાર થયા પછી તે ઉતરીને નીચે આવ્યો ને સુધીર તરફ મીટ માંડી જોવા લાગ્યો. એ હતો આનંદપુરીનો બીજો પહેલવાન—બાલુમલ !

સુધીર હસીને બોલ્યોઃ "આટલું ધારી ધારીને શું જોઈ રહ્યા છો ?"

જવાબ ન આપતાં બાલુમલે સુધીરના બાવડાં હાથેથી પકડીને દબાવી જોયાં. આ વર્તન સુધીરને ન ગમ્યું.

તેની ચીડ તરફ લક્ષ ન આપતાં બાલુમલે તો સુધીરની પીઠ પર થબડાકો બોલાવી કહ્યુંઃ "શાબાશ, જુવાન ! તું તો સારો કુસ્તીબાજ દેખાય છે."

"એટલે ?" સુધીર બોલ્યો.

બાલુમલ બોલ્યોઃ "તે વગર કોઇ માણસને આવા સફાઇદાર દાવ આવડેજ નહિ."

સુધીર કાંઈ ન બોલ્યો. તે ફક્ત હસ્યો.

"તું કયાં રહે છે ?" બાલુમલે પૂછ્યું.

"અહીં જ."

"નહિ, તું ખોટું કહે છે. આનંદપુરીનું નાનું છોકરૂં પણ મારાથી અજાણ્યું નથી. માટે સાચું કહે."

સુધીરે ખુલ્લા દિલથી પોતાની બધી હકીકત કાંઇ પણ પરદો ન રાખતાં કહી દીધી. આથી ખુશ થઇ બાલુમલે તેને પોતાની સાથે અખાડે આવવા જણાવ્યું. ચંદુ પણ એ દરમ્યાન બેઠો થયો હતો. સુધીરની દાવઆવડત જોઇ તે પણ અંજાયો હતો. વાતો ચાલી, ને પછી ત્રણે જણા જાણે કાંઇ બન્યું જ ન હોય, તેમ ગાઢ મિત્રો માફક ચંદુને અખાડે ગયા.

અખાડાને એક ખૂણે બેસીને તે ત્રણ જણાએ કાંઇક મસલત કરી, ને પછી ફરીથી મળવાનું કહી સુધીર ત્યાંથી સ્ટેશન તરફ ઉપડી ગયો.

*

આનંદપુરીમાં સોમનાથ મહાદેવનું મોટું દેવાલય હતું. દર વરસે એ મંદિરનો ઉત્સવ આઠ દિવસ સુધી ઉજવાતો. ઉત્સવમાં જમણ, ભજન, સંગીત, સરઘસ ને સાથે દંગલકુસ્તી વગેરેનો કાર્યક્રમ રાખવામાં આવતો. આમાં દંગલકુસ્તીના કાર્યક્રમને સારી પેઠેનું મહત્વ અપાતું. એ પ્રસંગે બહાર-

ગામના લોકોનાં પણ ટોળેટોળાં આવીને ઘણા ઉત્સાહથી ભાગ લેતા. મારામારીઓ પણ થતી. આગલે વરસે પણ કુસ્તીને દિવસે મારામારી થઇ હતી. કારણ કે કુસ્તી માટેનું ભારે કિંમતનું ઇનામ નવાગામનો પહેલવાન રઘુનાથ લાગલાગટ ત્રણ વરસથી લઇ જતો હતો. ને એ વાત આનંદપુરીના લોકોને ખૂબ સાલતી હતી. તેથી તેમણે તો હુલ્લડ પણ કર્યું હતું. પરંતુ પોલિસનો બંદોબસ્ત સારો હોવાથી આવું હુલ્લડ ભયંકર રૂપ પકડતું ન હતું.

રઘુનાથે લાગલાગટ ત્રણ વરસ સુધી ઇનામ મેળવ્યું હતું, તેથી આનંપુરીની અખાડાપ્રેમી પ્રજાએ આ વરસે સંપ કરી ચંદુ પહેલવાનને શકય એટલી બધી મદદ આપીને તૈયાર કરવા માંડયો હતો. આનંદપુરના ધનિકોનો પણ એમાં સાથ હતો. ઉત્સવને હવે માંડ દશેક દિવસની વાર હતી. ને તે અરસામાં જ સુધીરને હાથે ચંદુના પગને ઇજા થઇ.

ચંદુ પહેલવાનના પગને ઈજા થઈ છે, એ વાત આખા શહેરમાં પ્રસરી ગઈ. અનેક લોકો તેની ખબર લેવા આવવા લાગ્યા. જે ધનવાનોએ અનેક પ્રકારની ચંદુને મદદ કરી હતી, તેઓને પોતાનો બધો પરિશ્રમ ફોકટ ગયો

એમ લાગતું હતું.

ચંદુ બધાને કહેતો: "તમે ગભરાઓ માં. આ વરસે તો આનંદપુરી રઘુનાથને હરાવ્યા વિના નહિ જ રહે. ઇનામ આપણા ગામનું જ છે." એમ કહી તેણે કુસ્તીના રસિયા લોકોના મન શાંત કર્યાં !

દિવસ પર દિવસ પસાર થતા હતા; ને ઉત્સવના દિવસો નજીક આવતા હતા. એ વખતે ચંદુના ઘુંટણની વાત ચર્ચાનો વિષય થઇ પડી હતી. આજુબાજુનાં ગામોમાં પણ એ જ વાતની ચર્ચા થવા લાગી હતી. નવાગામના લોકો પણ ચંદુની ખબર લેવા આવતા હતા. ચંદુનો ઘૂંટણ ઝટ સારો થઇ જઇ તે રઘુનાથ સાથે જરૂર કુસ્તી કરે, એવી તેમની ઇચ્છા હતી.

ચંદુ પહેલવાન બહારથી બધા લોકોને ખુશ રાખવાનો પ્રયત્ન કરતો હતો, પરંતુ તેના હૃદયમાં તો ભારે ગડમથલ થયા કરતી હતી.

આમ આનંદપુરીના બધા લોકો ચિંતાતુર હતા. તે જ વખતે રામરાવ ટિકીટ–કલેકટરને ઘેર એક શેતરંજી પર બેસી સુધીર વિચાર કરતો હતો. તે શા વિચાર કરતો હતો, એ કહેવું જરા કઠણ ખરું; પરંતુ તેના શરીર તરફ જોતાં તે

પહેલાં કરતાં વધારે તેજસ્વી લાગતું હતું ને તેની દૃષ્ટિમાં એક પ્રકારનું નવીન તેજ ચમકારા મારતું હતું એ કહેવું કઠણ ન હતું.

ઘણો વખત પસાર થવા છતાં તે તે જ ઠેકાણે વિચાર કરતો બેસી રહ્યો હતો. પોતે ઘર છોડી અહીં આવ્યો, તે પછીનું મી. મહેતાનું વર્તન, ચંદુ સાથેની લડાઇ, ચંદુએ લીધેલી ઇનામની જવાબદારી વગેરે અનેક વિષય પર તેના વિચાર ચાલુ હતા!

"હું કરું છું તે બરાબર હશે?" એવો પ્રશ્ન તે પોતાના મનને વારંવાર કરતો. મન કહેતું: "બરાબર શું ને વળી ખરાબ શું? તારો નિર્ણય થયો. એટલે બધું જ બરાબર; નહિ તો બધું જ ખરાબ. આવી સોનેરી તક વારંવાર મળતી નથી. તારે પરીક્ષામાં બેસવાને માટે ફી જોઇએ છે ને? તો તૈયાર થા. તું કોઇને ત્યાંથી ચોરી કરતો નથી, અથવા કોઇને ફસાવીને ચાર પૈસા લઈ લેતો નથી, તો પછી તને આટલો ડર શાનો?" સુધીરના મનની સ્થિતિ આવી હતી!

ઉત્સવનો દિવસ આવી પહોંચ્યો. આનંદપુરીમાં ખૂબ ગિર્દી થઈ. આ માનવમેદની જોઈ આનંદપુરી ફૂલાવા લાગી. આનંદપુરી નામ બરાબર સાર્થક

થયું. આનંદપુરી આનંદનું ધામ બની ગયું.

બંને કાંઠે છલોછલ પાણીથી ઊભરાતી વર્ષાઋતુની નદીની પેઠે જનમેદની આનંદપુરીના દક્ષિણ ભાગના વિસ્તૃત મેદાનમાં એકત્ર થઇ હતી. આ જ મેદાનમાં કુસ્તી થવાની હતી

દર વરસ કરતાં આ વરસે મેદાનની વ્યવસ્થા ઘણી સરસ રાખવામાં આવી હતી. પોલિસોનો બંદોબસ્ત પણ બહુ કડક હતો.

યોગ્ય સમયે ઉત્સવ સમિતિના સભ્યો પોતપોતાની જગાએ આવી બિરાજ્યા. બ્યુગલ ફૂંકાયું. તમામ ગરબડ બંધ થઇ ગઈ. મેદની શાંત હતી.

પ્રથમ શરૂઆતમાં દશબાર સાધારણ કુસ્તીઓ થઈ. ત્યાર પછી પ્રમુખે સોનાનું કડું હાથમાં લઇ ઊંચું કરી કહ્યું.: "આ સોનાનું કડું જે કોઇ કુસ્તી કરવા તૈયાર હોય તે ઉપાડે."

ક્ષણ વાર બધે શાંતિ પ્રસરી રહી. સર્વની દષ્ટિ નવાગામના પહેલવાન બેઠા હતા તે તરફ વળી.

રઘુનાથ શાંત રીતે ઊઠયો. પ્રમુખ પાસે ગયો ને કડાનો સ્પર્શ કરી અખાડાને વંદન કર્યાં. તાળીઓનો ગડગડાટ થયો. પછી અખાડાને પીઠ ન બતાવતાં તે એક એક પગલું પાછળ હઠતો હઠતો પોતાની જગ્યાએ જઇને બેસી ગયો.

પ્રેક્ષકોનાં નેત્રો ફરી એક વાર ચોમેર ફરવા લાગ્યાં. આનંદપુરીના લોકો ચંદુ પહેલવાનને આંખોએ ખોળવા લાગ્યા.

પ્રમુખે ફરી એક વાર ગર્જના કરી: "નવાગામના પહેલવાન રઘુનાથ સાથે લડવા કોણ તૈયાર છે? જે તૈયાર હોય તે આગળ આવે."

કોઈ ઊઠ્યું નહિ.

આનંદપુરીના લોકો ચંદુ પાસે જઈ કાંઇ મસલત કરવા લાગ્યા. સર્વ સભા શાંત હતી.

રઘુનાથને કોઈ હરીફ મળતો નથી? આ તો આનંદપુરીનું નામ જવાનું, આમ વાતચીત ચાલવા લાગી.

"કેમ, કોઇ તૈયાર છે?" પ્રમુખે પૂછ્યું.

એટલામાં ચંદુ પહેલવાન પાસે બેઠેલો એક જુવાન ઊઠ્યો. તે ધીમે પગલે પ્રમુખ પાસે ગયો. કડાને સ્પર્શ કર્યો ને અખાડાને વંદન કરી પાછળ હઠતો હઠતો પોતાની જગાએ જઇને બેસી ગયો. તે હતો સુધીર વ્યાસ, બી. એ. (નપાસ)!

સુધીરને જોતાં જ આનંદપુરીના લોકોને અચંબો થયો. આને તો આપણે કોઈ દિવસ જોયો પણ નથી; છે તો કોઇ ગૃહસ્થ જેવો. કોણ હશે એ?

એ અપરિચિત યુવકને જોઇને બીજા ગામના

અને આનંદપુરીના લોકો સુદ્ધાં પૂછપરછ કરવા લાગ્યા કે આ કોણ છે ?

કોણ જાણે ? પણ પાણી કંઇ નિરાળું જ લાગે છે. કુસ્તીને રંગ ચઢશે ખરો.

આવી વાતચીત ચાલતી હતી. એટલામાં કુસ્તીની ચેતવણીનું બ્યુગલ ફરી ફૂંકાયું. લોકો તદ્દન શાંત થઈ ગયા.

રઘુનાથે કપડાં ઉતારી પોતાની જાંઘ ઠોકી. તેનો અવાજ સાંભળી પ્રેક્ષકોના હૃદયમાં જાણે ચૈતન્ય ફરી વળ્યું.

બીજી બાજુ, સુધીર પણ પોશાક કાઢી લંગોટ કસીને પોતાની જગ્યાએ જઇ ઊભો રહ્યો. પછી શાસ્ત્રોક્ત પદ્ધતિએ તેણે પોતાના શરીરનું હલન-ચલન કરવા માંડ્યું. નસો ફૂલવા લાગી. ઇષ્ટ-દેવનું સ્મરણ કરી તેણે દંડ થાબડ્યા.

તાપમાં તપાવેલા નગારા પર થાપ મારતાં જેવો અવાજ ઉત્પન્ન થાય છે, તેવો જ અવાજ એ થબડાટે થયો. પ્રેક્ષકો એકદમ શાંત ને એક-ચિત્ત થઇ ગયા. બધાંની દૃષ્ટિ સુધીરના શરીર પર ચોંટી રહી.

રઘુનાથ અખાડામાં આવે તે પહેલાં જ સુધીર મક્કમ પણ ધીરે પગલે જઇ અખાડાના મધ્ય

ભાગે ઊભો રહ્યો. તે એવી છટાથી ઊભો હતો, કે બધા પ્રેક્ષકોનાં મન એની તરફ આકર્ષિત થયાં. લોકોએ તાળીનો ગડગડાટ કરી તેને વધાવી લીધો. આ સ્વાગતનો સ્વીકાર કરીને સુધીરે ફરીથી એક વાર પોતાના હાથના દંડ ઠોકયા. ફરી તાળીઓનો ગડગડાટ થયો.

પોતાના હરીફે પ્રેક્ષકોનાં મનને આકર્ષી લીધાં છે, એવું જોઈ રઘુનાથને ગુસ્સો ચઢયો. એ ગુસ્સાનાં ચિહ્નો તેના ચહેરા ઉપર, ને શરીરના હલનચલન ઉપર સ્પષ્ટ રીતે દેખાવા લાગ્યાં. જાણકાર પ્રેક્ષકોની નજર બહાર એ ન હતું.

અખાડામાં જતાં જ રઘુનાથ સુધીરના શરીર ઉપર ધસી ગયો. સુધીર તરત જ બાજુ ઉપર ખસી ગયો.

રઘુનાથ વજનદાર ને તાકાતવાન હતો, તો સુધીર ચપળ, ચાલાક ને હોશિયાર હતો, એ થોડી વારમાં જ લોકોને જણાઇ આવ્યું.

રઘુનાથે ચઢાઇ કરવી ને સુધીરે પોતાનો બચાવ કરવો એવો ખેલ શરૂ થયો. પ્રેક્ષકોની ઉત્સુકતા ક્ષણે ક્ષણે વધવા લાગી.

પાંચ મિનિટ થઇ. પંદર મિનિટ થઇ. કુસ્તી બરાબર જામી. બંને જણા એકબીજાને

હરાવવા માટે દાવપેચ અજમાવી રહ્યા હતા. કોણ કોનાથી હારી જશે, એનો કાંઈ નિર્ણય થઈ શકતો ન હતો. સર્વ પ્રેક્ષકોનો શ્વાસ ઊંચે હતો. એવામાં રઘુનાથના પગ ઉપર સુધીર ચઢી બેઠો.

તાળીઓનો ગડગડાટ થયો. "વાહ રે, પઠ્ઠે! શાબાશ! શાબાશ! વાહ રે વાઘ!" આવા આવા ઉદ્‌ગારો પ્રેક્ષકોના મુખમાંથી નીકળવા લાગ્યા. એ સાંભળીને રઘુનાથ પોતાના મનનું સમતોલપણું ગુમાવવા લાગ્યો. પરંતુ સુધીર શાંતપણે, હસતે મુખે, સાવધાનીથી રઘુનાથ સાથે દાવ અજમાવી રહ્યો હતો.

લડતાં લડતાં સુધીરે રઘુનાથના કાન ઉપર એક થપ્પડ લગાવી. નવાગામના પ્રેક્ષકો ખળભળી ઊઠ્યા. પરંતુ પોલિસે તેમને શાંત પાડ્યા.

રઘુનાથ ઘણોજ ચીડવાયો. તેણે પણ થપ્પડ મારવાનો પ્રયત્ન કર્યો. એક બે લાગી પણ ખરી.

રઘુનાથનું ધ્યાન હુમલા ઉપર જ હતું. પોતાના બચાવ તરફ તે બિલકુલ દુર્લક્ષ કરતો હતો. સુધીર એનો લાભ લેવા માંગતો હતો.

પ્રેક્ષકોની ઉત્સુકતા છેલ્લી હદે પહોંચી હતી. સુધીર પણ પોતાનું અપૂર્વ કૌશલ્ય દેખાડી રહ્યો હતો.

[illegible] એકએક "શાબાશ ! વાહ, બહાદુર ! જીતે રહો" એવા અવાજો પ્રેક્ષકોમાંથી સંભળાવા લાગ્યા.

સુધીર જીત્યો હતો. તેણે રઘુનાથને ચિત્ કર્યો હતો. કોઇ પૈસા, કોઈ રૂમાલ, કોઇ ફેંટો ઉડાડવા લાગ્યા. ને કેટલાક તો વળી જાતે જ બેઠક પર નાચવા લાગ્યા. ચંદુ પહેલવાન એકદમ દોડતો જઇ સુધીરને ભેટી પડ્યો. પ્રમુખે શાબાશી આપી. જીતનું બ્યુગલ ફૂંકાયું !

પંદરેક મિનિટ વીતી ગઇ. સુધીરનું સરઘસ નીકળ્યું. વાજીંત્રો વાગવા લાગ્યાં તેના ઉપર બક્ષીસોનો વરસાદ વરસવા લાગ્યો.

કોનું સરઘસ છે એ જોવા સારૂ મહેતા-સાહેબે માળ પરની બારી ઉઘાડી ડોકું કાઢી જોયું ને તરતજ પોતાનું માથું પાછું અંદર લઇ લીધું !

*

આનંદપુરીના લોકોના આગ્રહ વડે લાચાર થઈ સુધીર ત્યાં જ રહ્યો, ને વ્યાયામશાળા કાઢી. લોકોએ તેને ફંડ કરી આપ્યું. વ્યાયામશાળામાં ઘણા યુવાનો વ્યાયામનું શાસ્ત્રોક્ત શિક્ષણ લઈ રહ્યા છે !

શતદ્રુ નદીને તીરે દેવપર્વત હિમાલયના ચરણોમાં વસેલું આનંદન નામે એક નગર હતું. તે એક મોટા વિશાળ રાજ્યની રાજધાની હતું. મોટો કાંગરીઆળો મજબૂત કોટ અને અત્યંત સુરક્ષિત બાંધણી તેની શોભામાં વૃદ્ધિ કરતાં.

પોતાના રાજ્યની લગામ ધારણ કરી પોતાના યશોતેજથી સારા ભૂમંડળને પ્રકાશિત કરનારો દીપ્તવર્મ નામે રાજા એ નગરમાં રહેતો હતો. તેની નિર્ભય છાયા હેઠળ સેંકડો નાના નાના ખંડીઆ રાજાઓ, ઠાકોરો અને દરબારો પોતપોતાની નાનકડી રાજગાદીઓ શોભાવી રહ્યા હતા. તેના ધનુષ્યના ટંકાર માત્રથી યે શત્રુઓનાં હૈયાં કંપી ઊઠતાં.

દરરોજ મળસકે જ્યારે નવકમલિનીઓને મૃદુ

સ્પર્શ કરી અરૂણુ ઊંઘમાંથી જગાડતો અને પક્ષીઓના કલકલનિનાદથી સારૂં આકાશ ગુંજી ઊઠતું, ત્યારે નગરના નોબતખાનામાં સોનાના ઘંટ વાગી ઊઠતા અને બંદીજનો ભૈરવી રાગે ગાન આરંભતા: “હે ભુવનેશ્વર ઊઠો, જાગો. જુઓ. કાર્ય કરવામાં અતિ નિયમિત એવા ભગવાન સૂર્યદેવ સાત ઘોડાઓથી શોભતા પોતાના રથમાં બેસીને તમારા આંગણામાં આવી ઊભા છે.” એ સૌ નાદોનું એક સુમિશ્રિત મનોહર સંગીત બની રહેતું; અને એ સંગીતતરંગ વડે જાગી રાજા શય્યાનો ત્યાગ કરતો કે વીસ વીસ નવયૌવના સુંદરીઓ તેની સેવામાં આવી ખડી થતી. ગુલાબજળ વડે મુખમંડળ સાફ કરી અગરચન્દનાદિક ગંધ વડે ચારે દિશાને પ્રફુલ્લિત કરતો કરતો તે રાજસભામાં આવી બેસતો.

•

રાજસભામાં લોકોની તો અપરંપાર ભીડ. અસંખ્ય દરબારીઓ, અમલદારો, કેટલાક વેપારીઓ, જાત્રાળુઓ, વિજ્ઞાનીઓ, દૂર દૂરથી આવેલા પંડિતો, દેશાવરના એલચીઓ એ સૌથી ઊભરાતું, વૈભવથી રચાયલું સભાગૃહ દીપી નીકળતું. રાજા આવી સિંહાસને બેસતો અને ચોમેરથી વિવિધ પ્રકારે જયધ્વનિ ગાજી રહેતા. પંડિતો સ્ત્રગ્ધરા અને શાર્દુલમાં નાના મોટા શ્લોક રચી રાજાને સંભળાવતા:

"હે મહીપાળ, તું સસાગર ધરણીનો નાથ છે. તારા વિજયરથના ખણખણાટ વડે ગભરાઇ દેવો અલોપ થઈ ગયા છે અને નાગગણ પૃથ્વીમાં છૂપાઇ ગયા છે. મેઘના જેવો તું પ્રજારંજક છે, વનસ્પતિના જેવો તું દ્વિજપાલક છે, નાગની ફણા જેવું મણિમંડિત તારૂં મસ્તક છે અને તારો પ્રતાપ અવર્ણનીય અને અખંડ છે. તારો જય હો." રાજા આ શ્લોકો સાંભળી ભારે રાજી થતો અને ખજાનો ઉઘાડી યથેચ્છ રીતે દ્રવ્યદાન કરતો.

રાજકાજ સમાપ્ત કરી મહારાજ અંતઃપૂરમાં પ્રવેશ કરતા, અને ખાનપાનાદિક પતાવી સવામણ રૂની સેજ પર પલંગે પોઢી, થોડો આરામ લઇ સાંજે આનંદોદ્યાનમાં વિહાર કરવા જતા. ત્યાં કયાંક કયાંક વૃક્ષજુગલો પરસ્પર પ્રેમાલિંગને લપેટાયલાં છે. તેમના ઉપર રંગગંધયુકત ફૂલો અને ફળોનો પાર નથી. ડાળીએ ડાળીએ જાતજાતનાં પંખીઓ કલરવગાન કરી રહ્યાં છે. કયાંક કયાંક કમળભર્યાં નાનકડાં સરોવરોમાં રાજહંસ ક્રીડા કરી રહ્યા છે. કયાંક કયાંક મયૂરોના નાચ ચાલી રહ્યા છે. દેવલોકને પણ અદેખાઇ કરાવે એવાં રમણીય પુષ્પોદ્યાન મનોહરતાથી ખીલી ઉઠયાં છે. અને એ મધુરા ફૂલબાગમાં ફૂલોથીયે સુંદર રાજાની

પાંચસો રાણીઓ, માલ્ય ચંદનાદિ હાથમાં લઇને તેમની વાટ જોતી ઊભી છે. રાજા આવીને કદિક પોપટમેના સાથે વાતો કરતો, ઘડીક કાકાકૌઆ સાથે લઢવાડ માંડતો, કદિક સીસોટીઓ પાડી પંખેરા ભેગાં કરતો, તો ઘડીક રાણીઓ સાથે રસાલાપ માંડતો. કોઇકની પાસે પાન કરાવી ખાતો, કોઇને ચૂંટીઓ ખણુતો, તો કોઇકને સંગાથે લઇ આરસ-પહાણુની વેદિ પર બેસતો. અને ત્યારે બાકીની બધીઓ હાથમાં વાજીંત્રો લઇને અતિ મીઠું ગાયન શરૂ કરતી. કોઈ ગાતી, કોઇ સિતાર વગાડતી, કોઈ પોતાની અપૂર્વ નૃત્યકલા આરંભી રાજાનું લક્ષ ખેંચવા પ્રયત્ન કરતી. રાજાના નયનોમાં સુખ અને આનંદ ઝળકી રહેતાં. એટલામાં કોઈક રાણી ગુલાબનો ગુચ્છો કરી તેને મારતી. અને પોતાના આનંદનશામાંથી તે જાગી ઊઠતો તથા ભમ્મર ચઢાવી ક્રોધનો ઢોંગ કરતો ત્યારે પાંચસોયે પાંચસો રાણી એકીસાથે ખડખડ હસી પડતી અને તેયે હસતો. સંગીત અને આનંદના ફૂવારાની એમ છોળો ઉરાડતાં વખત ક્યાં વીતી જતો, તે માલમ ન પડતું. એ પ્રમાણે રાજા અત્યંત સુખમાં પોતાનો કાળ નિર્ગમન કરતો હતો.

પણ હાય ! સંસારમાં કશુંયે ચિરસ્થાયી નથી.

દીપ્તવર્મનો સદા ઝળકતો સુખસૂર્ય પણ એક દિવસ સંકટરાહુના પંજામાં સપડાયો. એક દિવસ આનંદોદ્યાનમાં વિહાર કરતાં કરતાં રાજાની નજર દૂર પહાડોની ટોચ તરફ પડી; તો ઓહો! જ્યાંથી આઠમનો ચન્દ્ર વાદળાંઓને ફેડી તેજ વરસાવતો બહાર નીકળતો હતો, ત્યાંથી જાણે એક મોટો, પ્રચંડ અજગર ધીમે ધીમે ઉતરતો હોય તેવું જણાયું. તે અજગરની ઉપર ચન્દ્રમાનાં તેજ ચકચકિત થઇ રહ્યાં હતાં. રાજાને કપાળે ચિંતાની કરચળીઓ પડી. તેણે મંત્રીને તેડું મોકલાવ્યું. મંત્રીએ આવી ધ્યાન માંડી નજર કરી, ને એક કારમી ચીસ પાડી તે બોલ્યો: "મહારાજ, સર્વનાશ! પૃથ્વીને પેલે પારથી કોઈક શત્રુ, આપણા આનંદન નગર પર હુમલો કરવા સારૂ પહાડ ઓળંગી રહ્યો છે. મહારાજ, આજ્ઞા આપો. નગરના સંરક્ષણ માટે અમે તૈયારીઓ આદરીએ."

રાજા બોલ્યો: "તથાસ્તુ."

અને સારા શહેરમાં ઢોલનગારાં વાગી રહ્યાં. બધે કોલાહલ મચી ગયો. ખેડૂતો હળ છોડી તલવારને તેજદાર કરવા બેસી ગયા. દુકાનદારો દુકાન બંધ કરી બાણધનુપ તૈયાર કરવા લાગ્યા. ઘોડેસ્વારો તેમના ઘોડાઓને યુદ્ધને માટે સજ્જ કરવા

લાગ્યા. તલવારોના ખણખણાટથી, ઘોડાઓના હણહણાટથી, ભેરીના નાદથી શહેર બધું ગાજી ઊઠયું. રાજાએ વિહાર અને પ્રમોદ તજી અસ્ત્રાગારમાં પ્રવેશ કર્યો અને પ્રહરીઓએ નગરના પાંચે દરવાજા ફડાફડ બંધ કરી દીધા.

બંને બાજુથી તુમુલ યુદ્ધ શરૂ થયું. "હર હર મહાદેવ"ની શહેરીઓની ગર્જના વિદેશીઓની વિજાતીય ગર્જનામાં સંમિશ્રિત થવા લાગી. બાણના વરસાદથી આકાશ છવાઇ ગયું. લોહીનાં ઝરણાંઓ વડે શતદ્રુનાં જળ રાતાં રાતાં થઈ ગયાં. પંદર દિવસ ને પંદર રાત સુધી આમ અવિરામ યુદ્ધ ચાલ્યું. સોળમે દિવસે શત્રુનું લશ્કર કોણ જાણે શાથી પણ પાછું હઠયું અને યુદ્ધ તેથી અટકયું.

તે વેળા મધરાત હતી. ગાઢો અંધકાર વિશ્વને લપેટી રહ્યો હતો. સિપાઇઓ–યોદ્ધાઓ પોતાના ઓજારહથિયાર સાથે મુડદાંઓનાં ઉશિકા કરી ભેટી પડયા હતા–ઉંઘતા હતા. આખું નગર જાણે શાંત, નિઃસ્તબ્ધ હતું. કોઈક કોઈક વાર વચ્ચે વચ્ચે કોઇ અસ્ફુટ આર્ત્તનાદ સંભળાતા. કોટ પર ઠામ ઠામ પહેરેગીરો વજ્રથી બળી ગયેલા તાડવૃક્ષ પેઠે શાંત નિશ્ચલ ઊભા હતા.

એવે વખતે રાજમહેલની અગાશી ઉપર ઊભો

ઊભો રાજા દીપ્તવર્મ મહાશૂન્ય અંધકાર પર મીટ માંડી પોતાના ભાવી સંબંધે વિચાર કરી રહ્યો હતો.

અચાનક ત્યાં એક વ્યકિતનું આવવું થયું. રાજા ચમકયો. જોયું તો, રાજકુલગુરૂ બોધનાચાર્ય. રાજાએ ઘુંટણીએ પડી પ્રણામ કર્યાં: "આજ્ઞા, પ્રભુ !"

ગુરૂ બોલ્યા: "વત્સ, મારી આશિષ છે કે લાંબુ આયુષ્ય ભોગવી સાતે સમુદ્ર પર તું એકછત્રે રાજ્ય કર. પણ આજે તો એક બીજાજ કારણસર અહીં મારૂં આવવું થયું છે. કદાચ તને ખબર હશે, કે આવતી શ્રાવણ વદ દશેમે ....."

રાજા બોલ્યો: "ગુરૂદેવ, શ્રાવણ વદ દશેમને હજુ બહુ વિલંબ છે. કાલે યુદ્ધમાં દુશ્મનને હરાવી ભગાડી શકીશ તોજ શ્રાવણની દશેમ આ જીવનમાં ભાળી શકીશ. નહિ તો......" તે સહેજ અચકાયો......"તો દીપ્તવર્મનું નામ પૃથ્વીના પટ પરથી ભૂંસાઇ જશે."

ગુરૂ બોલ્યા: "વત્સ. મોહાંધ માં થઈશ. કાલે યુદ્ધ ન થઇ શકે."

"ન થઈ શકે."

"હા ન થઈ શકે. શ્રાવણ વદ દશેમે ચન્દ્રગ્રહણ છે."

રાજા બોલ્યો: "ગુરૂદેવ, મશ્કરી માં કરો. હું જ્યોતિષની ચર્ચા કરવા નથી બેઠો !"

બોધનાચાર્ય બોલ્યા: "રાજન, તું ભાન ભૂલે છે !

તારી સાથે મસ્કરીઠઠ્ઠા કરવાની મને ટેવ નથી. હું તો એટલું કહેવા આવ્યો હતો, કે ચન્દ્રગ્રહણ વેળા હિંદુ માત્રે ગંગાસ્નાન કરવું જ જોઇએ. શાસ્ત્રાજ્ઞાને ઉલ્લંઘી, કુળગુરુનું અપમાન કરવાની તારી હિમ્મત હોય, તો ભલે તેમ કર. હું આ ઘડીએ આ સ્થાન તજી જાઉં છું."

ત્યારે અનુતપ્ત થઇને રાજા બોલ્યો: "મહાનુભાવ, મને ક્ષમા કરો. કાલે યુદ્ધ પૂરું થયે હું સપરિવાર ગંગાસ્નાનાર્થે સંચરીશ."

ગુરૂ બોલ્યાઃ "અસંભવ! ૧૦ ને ૧૨ મિનિટે ચન્દ્રગ્રહણ શરૂ થશે, તે દશને સુડતાળીશ મિનિટે છૂટશે. વચ્ચે માત્ર સાત દિવસનો ગાળો છે. રસ્તો લાંબો છે, વિકટ છે. અહીં એક પળનો પણ હવે વિલંબ કરાય તેમ નથી. હમણાં જ ઉપડવું જોઇશે."

રાજાઃ પણ "શત્રુનું લશ્કર........"

બોધનાચાર્યઃ "તું કેવળ આલોકના સુખ-દુઃખનો વિચાર કરે છે, જે કેવળ અસ્થાયી, અનિત્ય છે. પરલોક જ સ્થાયી છે. પરલોકની વ્યવસ્થા કરવી એ પહેલું કાર્ય છે."

રાજાઃ "પણ આલોક શું કેવળ તુચ્છ છે? મારા વડવાઓ—પિતૃઓના જીવનસાફલ્યના પ્રદેશરૂપ આ આનંદન......"

બોધનાચાર્યઃ "હું બધું સમજું છું. પણ

આલોક.........પરલોક.........પરલોકને માટે તું શું ભાથું બાંધશે ?"

રાજાએ જોયું કે ખરે, આલોક કરતાં પરલોકની વધુ મહત્તા છે. તેથી લાચારીએ તેણે સંમતિ આપી. સમસ્ત નગરના રહેવાસીઓ ગંગાસ્નાન માટે ઉપડયા.

રાત્રિનો ત્રીજો પહોર હતો. રાજા પોતાના સર્વ કુટુંબીઓ સહિત નગરના પૂર્વદ્વારેથી બહાર નીકળ્યો. પાછળ પાછળ મોતીની ઝાલરવાળી પાંચસો ડોળીઓમાં તેની પાંચસો રાણીઓ પચાસ હજાર લશ્કરીઓથી રક્ષાતી ચાલી આવતી હતી. અચાનક દૂર, વનને છેડેથી શત્રુના એક લાખ લશ્કરીઓ યમરાજના મસ્ત પાડાની પેઠે પૂરા વેગથી ધસી આવ્યા. દીપ્તવર્મના ઘોડેસ્વારોને તેમણે ખેદાનમેદાન કરી નાંખ્યા. અને પાંચસો કરૂણ ચીસો સંભળાણીઃ "નાથ, રક્ષણ કરો, રક્ષણ કરો." દીપ્તવર્મે જોરથી મુઠીઓ વાળી, અને ઘોડો ફેરવ્યો. એકદમ કુળગુરૂ તેની પાસે આવી બોલ્યાઃ "વત્સ, શાંત થા. તારા ઘોડેસ્વારોનો નાશ થઇ રહ્યો છે એ સાચું. તેઓ કચ્ચડાઈ જાય છે એ પણ ખરૂં. તારી રાણીઓ બંદીવાન બને છે એ વાત પણ દેખીતી છે. પૂર્ણ સંભવ છે કે તેમને પાંજરે પૂરાયેલા કુકડાઓ પેઠે શત્રુને તંબુડેરે જવું પડશે. પણ હાય !

તું શું કરી શકવાનો હતો ? માનવીને પોતાના કર્મ અનુસાર ફળ ભોગવવાં જ પડે છે. તું કર્મના ફળને કોઈ રીતે અટકાવી નથી શકવાનો. તો હવે વૃથા સમય બગાડવાથી શો લાભ છે ?"

રાજાને વાત સાચી લાગી. તે કશું ન બોલ્યો. ફક્ત પચીસ સવારોને સાથે લઈ તેણે કાશીનગરીની દિશામાં ઘોડાઓ દપટાવ્યા.

દીપ્તવર્મ જ્યારે મણિકર્ણિકાને ઘાટે આવી પહોંચ્યો ત્યારે દશ વાગ્યા હતા. ઉપરાંત ચુમાળીશ મિનિટ પણ થઇ ગઈ હતી. કપડાં બદલવાનો પણ સમય નહોતો. ઘોડા પરથી ઉતરી રાજા ગંગાના જળમાં પેઠો. તેના સાથીદારોએ પણ તેમ કર્યું. ગળા સુધીના પાણીમાં ઊભા રહી હાથ જોડી સર્વ બોલ્યાઃ "મા પતિતપાવની, પાર્વતીની સપત્ની, તારે તીરે અનેક શાલ, તાલ, તમાલનાં વૃક્ષો છે. તું અમારા પાપ ધોઇ કાઢ." એમ બોલી સૌએ ડૂબકી મારી. ડૂબકીમાંથી બહાર નીકળી જોયું તો ચંદ્ર તુરતજ મુક્ત થયો હતો—ગ્રહણ છૂટયું હતું. કેવી અપૂર્વ શાંતિ ત્યાં હતી !

સ્નાનાદિનું પુણ્ય મેળવી રાજા સંગાથીઓ સાથે સ્વદેશ તરફ પાછો ફર્યો. રસ્તે ઘોડા વેચીને નાણાં મેળવવા પડયાં. છેવટે આનંદન નગરીના

પૂર્વ દરવાજા સમીપ આવી પહોંચ્યા. ત્યાં એક પરદેશી પહેરેગીર ઊભો હતો. રાજા તેની આગળ જઈ ઊભો રહેતાંજ તેણે પૂછ્યું: "તમે કોણ છો ?"

રાજા બોલ્યો: "હું આનંદન નગરીનો રાજા દીપ્તવર્મ."

પહેરેગીર 'હો હો' કરતો ખડખડ હસી પડયો ને બોલ્યો: "અલ્યા, કંઈ ગાંડોબાંડો થયો છું ? આનંદન પર તો શહેનશાહ બાદશાહ ઝરાકુક્ષનું રાજ્ય છે."

દીપ્તવર્મ બોલ્યો: "તે હમણાં રાજા હશે. પણ પહેલાં હું હતો. તમારો રાજા વિષયમોહાંધ છે. ઐહિક સુખમાં તે મસ્ત છે. તેથી તે આનંદન પર સુખે રાજ કરે છે. પણ અમે તો પરલોકને શ્રેષ્ઠ માનીએ છીએ. તેથી અમે શાંતિમાં છીએ."

પહેરેગીર મોં મલકાવી બોલ્યો: "વારૂ. ત્યારે શા સારૂ આવ્યા છો ?"

રાજા બોલ્યો: "બીજું કંઈ નહિ. તમારા રાજા સાથે એક વાર મુલાકાત કરવા ઇચ્છા છે. સાંભળ્યું છે કે અમારી રાણીઓ તેને ઘેર બંદીવાન છે. તે ભલે હો ! પણ એક વાત પૂછું ! તમે કંદર્પ (કાંદા) ખાઓ છો ? અમારી રાણીઓને એ કંદર્પ ન ખવરાવશો એટલું કહેવા ઇચ્છું છું. અમે હિંદુ

છીએ. કંદર્પ ખાધાથી અમારો ધર્મ નષ્ટ થાય છે. અમે સઘળું ભલે ગુમાવીએ. કેવળ ધર્મ નથી ગુમાવી શકતા. તેથીજ આટલી ભલામણ.........."

જવાબમાં પહેરેગીર બોલ્યો: "ચાલ, ચાલ, ચાલ્યો જા."

રાજા આલોકને તુચ્છ માનતો હતો; તે તુરતજ બોલ્યો: "સલામ."

એટલે મંત્રી પણ બોલ્યો: "સલામ."

ભાઈભાંડુ મિત્ર સૌ બોલ્યાં: "સલામ."

તે પછી તેમણે જમીન પર હાથ અફાળી કુરનિશ બજાવતા બજાવતા પરલોક પ્રતિ પ્રયાણ કર્યું.



પ્રીતિનો અંધારપછેડો કેવો વિલક્ષણ હોય છે તેનું ભાન અનુભવી માનવી સિવાય કોઇને ભાગ્યે જ થાય. એ અંધારપછેડો કેવા સંકટમાં નાંખે અગર કેવી અજબ ગૂંચમાં ફસાવે એ કહી શકાય નહિ. અને ધનંજય જેવો જ તમારોયે સ્વભાવ હોય તો તમે સંકટથી તો દશ ગાઉ દૂર નાસો !

પણ ધનંજય પોતે થઇને જ કતારગામ આવ્યો નહોતો. કતારગામ જઇ પડવું ઠીક નથી એમ પણ તેને કાને કયાંકથી અસ્પષ્ટ ધ્વનિ અથડાતો હતો ! એ સદા હસતી આંખો, મોહક સરલ નાસિકા, મીઠી જીભ અને રતુમડા ગાલ રૂપી લોહચુંબકે તેને ખેંચ્યો નહોત તો આ ધ્વનિને પણ તેણે માન્ય રાખ્યો હોત. પરંતુ એ આકર્ષણ એવું અટલ થઇ પડયું કે ધનંજય એક

દિવસ ખાદીનો પોશાક અને ખાદીના આવરણ-વાળી હાથથેલી સાથે અકસ્માત કતારગામ આવી ચઢયો.

આમ ખાદીના પોશાકમાં કોઈક મિત્રે એને જોયો હોત, તો તે અવશ્ય આશ્ચર્યમાં ગરકાવ થઈ જાત અને પૂછત કેઃ 'અલ્યા, આ વળી શો વેષ ?' ધનંજય એના જવાબમાં માત્ર માથું ધુણાવત અથવા એકાદું સુંદર ગપ્પું લડાવત અને નાસી છૂટત. છતાં મનમાં તો તે એમજ બોલત કે—

'ઓ યસ ! તું જ કહે ને કે શું કરવું ? કદિ કદિ આવા ઢોંગ પણ કરવા પડે છે ! ભાવી સસ-રાજીને ખાદીની ઘેલછા નહોત તો તો આ નાટકની શી જરૂર હતી ? અને વળી આ કફની પણ શાને પહેરત અને માથે આ ગાંડાની જેમ ખાદીની હોડકી પણ શાને ચઢાવત ? રૂપાળી છોકરીઓના બાપાઓ આવા ધૂની કેમ હોય છે, ઈશ્વર જાણે ! નવાઈની વાત તો જુઓ. છોકરી કેટલી સમજુ અને માયાળુ ને બાપ તદ્દન ઊલટો, બિલ્કુલ ધ્રુવાંતરે !'

એટલે ત્યારે કરવું શું ? સુલભાનો આગ્રહ જ એવો હતો ! રાયબહાદુર મધુસુદનરાયનું દિલ જીતવા માટે બીજો માર્ગ જ નહોતો. રા. બ. મધુસુદનરાયને મહાસભાવાદી સરકાર અધિકારરૂઢ થતાં પોતાના

આગલા આયુષ્યના કાંગ્રેસદ્રોહ પર એટલી બધી વિર-ક્તિ આવી ગઇ કે; પહેલે જ દિવસે તેમણે પોતાનો રાવબહાદુરનો મેડલ ગવર્નરને ત્યાં મોકલી આપ્યો. કેવળ રાવબહાદુરી છોડીને જ તેઓ અટક્યા ન-હોતા, પરન્તુ પોતાના આચારવિચારમાં પણ તેમણે તુરત પરિવર્તન કરી દીધું. ખાદી સિવાય તેમના ઘરમાં બીજું કોઈ જાતનું કાપડ જણાતું નહોતું. 'જન્મભૂમિ' 'ક્રોનિકલ' અને 'હરિજન' સિવાય ચોથું છાપું પણ તેમને ત્યાં નજરે પડતું નહિ. દિવાન-ખાનાના ખૂણામાં, જ્યાં પહેલાં એક નાના ટેબલ પર ગ્રામોફોન રહેતું, ત્યાં હવે એક ભલા મોટા રેંટિયાને સ્થાન મળ્યું હતું અને મહાત્માની આજ્ઞા પ્રમાણે આ રેંટિયાનું મીઠું સંગીત સુણવામાં ને કાંગ્રેસરાજકારણની ચર્ચા કરવામાં રા. બ. વખત ગાળવા લાગ્યા હતા. અરે, પોતાને સિગારેટનું ભારે વ્યસન હતું તેનો પણ તેમણે ત્યાગ કર્યો હતો!

ધૂમ્રપાનની બાબતમાં તો તેમનામાં એટલી બધી ક્રાન્તિ થઇ ગઇ હતી કે યુવકો આ વ્યસન વડે શા માટે પોતાનાં કાળજાં બાળી રહ્યા છે એવો તેઓ વારંવાર બળાપો કરતા. તેમને ત્યાં ધૂમ્રપાનની સખ્ત મનાઇ હતી. સિગાર–સિગારેટની

વાત તો આથી રહી, પણ દેશી બીડી માટે પણ હવે તેમને તિરસ્કાર હતો. નોકરચાકર પણ કોઈ વાર કાન પર બીડી ખોસીને આ-વેલો દેખાતો, તો તે બિચારાને એકાદ કલાક સુધી 'વ્યસનો અને આત્મશુદ્ધિ' વિષે ગામના વાંચનાલયમાં તેમણે આપેલું ભાષણ ફરીથી સમગ્ર રીતે સાંભળવું પડતું!

રાવબહાદુરના જીવનમાં થયેલી આ અપૂર્વ ક્રાંતિ જોઇને કેટલાક લોકોને આશ્ચર્ય લાગતું; ત્યારે કેટલાકો કુચેષ્ટા પણ કરતા. પરંતુ રાવબ-હાદુર આવી કુચેષ્ટાને ગણે એમ નહોતું. એ કુચેષ્ટાને બદલે જીલ્લાના કોંગ્રેસના મુખપત્રોમાં હાલમાં ચમકી રહેલા પોતાના નામ અને પોતા વિષેના સ્તુતિવિષયક લેખો તરફજ તેઓ વિશેષ લક્ષ આપતા. રાવબહાદુરના જીવનમાંની આ ક્રાંતિનો જીલ્લામાંના એક લેખકે ક્રિયા અને પ્રતિક્રિયા એવા સિદ્ધાંતથી જબરો મેળ બેસાડી બતાવ્યો હતો. તેનો આ લેખ લોકોને, અને ખુદ રાવબહાદુરને પોતાને પણ બરાબર સમજાયો નહોતો, છતાં તે લેખ વાંચીને તેઓ અને તેમનાં પત્નીશ્રી ખુશ ખુશ થઈ ગયાં હતાં. પોતાના જીવનમાં થયેલા પરિવર્તનનો બધો જશ રાવબહાદુર પોતાનાં પત્નીને જ

આપતા અને તેઓ જ પોતાનું પ્રેરણાસ્થાન છે એમ પણ કેટલીક વાર કહેતા.

અને ખરી વાત પણ એજ હતી.

*

પરંતુ પેલી રતુમડા ગાલ ને હસમુખી આંખોવાળી છોકરીએ ધનંજયને આ બધી વસ્તુસ્થિતિ જે વખતે સમજાવીને કહી, તે વખતે આ છેલ્લા મુદ્દા પર જેટલો ભાર મૂકવાની જરૂર હતી તેટલો મૂકવાની તે દુર્દૈવે ભૂલીજ ગઈ. અને પરિણામે, નાતાલની રજામાં ખાદીના નવા પહેર-વેશમાં સુલભા સાથે કતારગામ આવવાની તક તેણે સાધી, તો પણ સુલભા સાથે પોતાના વિવ-હનું ચોકઠું ગોઠવવા માટે જે વસ્તુ કરવી જોઇતી હતી તેમાં તે આબાદ થાપ ખાઇ ગયો! રાવ-બહાદુરની કૃપા સંપાદન કરવાને બદલે ખરી રીતે તેમનાં પત્નીની મીઠી નજરની જ એ કાર્યમાં ખાસ આવશ્યકતા હતી, છતાં જે વખતે રાવબહાદુર ઉર્ફે પિતાજી તથા માતૃશ્રીની સુલભાએ ધનંજય સાથે ઓળખાણ કરાવી ત્યારે તેણે રાવબહાદુરને જેટલું નમાને નમસ્કાર કર્યાં તેટલું નમીને સુલભાની માને ન કર્યાં અને તેથી ધનંજયને નખશિખ નિહાળીને તેમણે નાકનું ટેરવું અને ભમ્મર ચઢાવ્યાં. એ વાત

ધનંજયના ધ્યાનમાં આવી નહિ.

ને ધનંજય પર સુલભાની માની આંખ ઠરી હોત, તો પણ એ વખતે કશો ફાયદો થાય એમ હતું જ નહિ. કારણ તેમનું મન કબજે લે એવી એક ત્રીજી વ્યક્તિ ત્યાં પહેલેથી જ આવીને ઠસેલી હતી

'તમે મુંબઈ રહો છો, કેમ ?'

ધનંજય એકદમ ભાનમાં આવ્યો પેલી ત્રીજી વ્યક્તિએ આ સવાલ પૂછ્યો હતો અને પછી, પોતાને જ એ પ્રશ્ન પૂછાયો છે એવું ધનંજયને સમજાતાં તેણે જવાબ આપ્યો: 'હા, મુંબઈ જ.'

'શું કરો છો ?'

'કેમીકલ ટેકનોલોજી……'

'હં, એટલે લાર્જસ્કેલ ઇન્ડસ્ટ્રી …..' ત્રગડે ત્રણે કહ્યું: 'પણ દેશને તો હાલમાં કોટેજ ઇન્ડસ્ટ્રીની જ જરૂર છે; ખરૂં કે નહિ ?'

'હા, હા !' રાવબહાદુરે ડોકું ધુણાવીને કહ્યું.

'તમે તમારા પેલા લેખમાં એજ વાત પ્રતિપાદન કરી હતી !'

'હા, હા ! એજ વાત મેં તેમાં જણાવી છે. તમે એ લેખ વાંચ્યો છે ને ? દેશને, ખેડૂતને ખરી જરૂર છે રેંટિયાની—એટલે કે કોટેજ

ઇન્ડસ્ટ્રીની : દેશ એટલે ખેડૂત અને ખેડૂત એટલે દેશ! મેં બરાબર આંકડાઓ સાથે એ વાત સિદ્ધ કરી બતાવી છે! એ વિષય પર મેં મારા મક્કમ વિચારો રજૂ કર્યા છે. થોડા દિવસમાં એ બાબતનું હું એક બીલ પણ ધારાસભામાં રજુ કરનાર છું."

'હેં...ખરેખર ?' રાવબહાદુરનાં પત્નીએ આંખો ફાડીને ઊંચા સ્વરે ઉચ્ચાર્યું: 'તમે બીલ રજુ કરવાના છો? ત્યારે તો તે વખતે મુંબઇ આવવું પડશે.'

'બીલ, બીલ, બીલ, બીલ! એ પણ આપણી કાબરચીતરી બિલાડી જેવું કે,–બા?'

વચ્ચે જ આ સવાલ કરનાર પ્રાણી ધનંજયને તદ્દન બટકબોલું લાગ્યું. રમુજ પણ ઊગી. પરંતુ બીજાઓના ચહેરા ગંભીર થઇ ગયેલા જણાયા. રાવબહાદુરનાં પત્ની એકદમ ગુસ્સાથી બોલ્યાં: 'મૂરખા! આમ વચ્ચે જ ગમે તેવું બોલી પડાય કે? બીલ એટલે બીલાડી નહિ, બીલ એટલે તો કાયદો! આપણા આ નરેન્દ્રનાથ મોટા કાયદા ઘડનારા છે. તારા જેવાં છોકરાંને એ ન સમજાય!'

'અમારા જેવડો મોટો તું થઇશ ત્યારે તને

એ બધી વાતની સમજ પડશે.' નરેન્દ્રનાથ મુખ પર સ્મિત ફરકાવીને અને સુલભા તરફ હળવો દૃષ્ટિ ક્ષેપ કરીને બોલ્યા: 'જ્યારે અમે કેદમાં હતા ત્યારે પણ અમારે આવી જ વાતો ચાલતી. લાર્જ સ્કેલ ઇન્ડસ્ટ્રી કે કોટેજ ઇન્ડસ્ટ્રી ? અને અમારે તો મહાત્માજીના જેવી એક જ દલીલ. ખેડૂત એટલે દેશ અને દેશ એટલે ખેડૂત. કોઇ પણ પ્રકારે ખેડૂતનું હિત જોવાનું. મારા લેખમાં મેં એજ વાતનું સમર્થન કર્યું છે ! કુમારપ્પાને પણ મારો એ મુદ્દો પસંદ પડયો હતો !'

'કુમારપ્પા એટલે આપણા મહાત્માજીના–?'

'હા તેજ, તેજ ! તેઓ પણ અમારી સાથેજ જેલમાં હતા. બાકી જેલમાંનું એ જીવન તો હજી પણ ભૂલાતું નથી. વિસાપૂર ! એક બાજુ જેલની હાડમારીઓ અને બીજી બાજુ આવો વાદવિવાદનો આનંદ ! એક વાર અમે એવીજ કોઈ ચર્ચાના રંગ ઝમાવતા હતા અને અમારી સાથેના દેશભકત વાઘજીભાઇ વાઘની જેમ ગરજી રહ્યા હતા, ત્યાં તો બાજુથી અવાજ આવ્યો: 'ફુસ્સ સ સ સ !–'

'હેંએંએં ?' રાવળઠાકુરનાં પત્નીશ્રી બોલ્યાં.

'ખરી ગમ્મત તો હવે પછી છે.' અવાજથી

ચમકી નરેન્દ્રનાથ જીભ થડકાવતા બોલ્યા: 'હું જોઉં છું તો એક મસ મોટો સાપ ફેણ ચઢાવીને ઊભો હતો.'

'સાપ...... અરેરે !–પછી ?' સુલભાનાં માતુશ્રી બોલ્યાં.

'અરે બાપરે! મોટો સાપ!' નરેન્દ્રનાથે થોડા ચવૈયા કર્યા. પછી હસીને કહ્યું: 'માત્ર સાંભળી-ને જ તમને આટલી બીક લાગે છે, તો તમે જેલમાંજ હો તો શું થાય? એ તો જેલ હતી જેલ! દેશકાર્ય માટે જેલ પસંદ કરી એટલે પછી બધું સહન કરવું જ રહ્યું. બાકી અમારા જોડીદાર દેશભક્ત વાઘજીભાઇ તો તરતજ ઢીલા થઇ ગયા હતા.

'તેમનો આવેશ, તેમની વીરશ્રી કોણ જાણે ક્યાં પલાયન કરી ગયાં! 'ભાગો મત' કહીને લાઠીચાર્જ વખતે ભાગતા, તેમ દોડાદોડ કરવા લાગ્યા. અને કેમ નહિ નાસે? સાપને મારવા માટે ત્યાં નહોતી લાકડી કે નહોતો પત્થર! એટલામાં વોર્ડર આવ્યો, પણ તેનામાં ય સાપને મારવાની તો હિંમત જ નહોતી. હત્તારી, તેં કદી સાપ જોયો જ નથી? કહી તેના હાથમાંની લાકડી ઝૂંટવી લઈ ફટકો મારવા હું આગળ વધ્યો ત્યાં તો સાપ ખીજાઇને સામો થયો!'

'અને પછી ?' સુલભાની માએ ઉભરાતી જીજ્ઞાસાથી પૂછ્યું.

'પણ એટલામાં તો મેં ચાલાકીથી એક ઝપેટો લગાવ્યો. ખલ્લાસ! પછી તો બધાય એકઠા થઈ ગયા અને મને મુબારકબાદી પર મુબારકબાદી આપવા લાગ્યા! મેં કહ્યું કે મુરબ્બીઓ, હવે બધા આગળ આવો છો ને ખરી અણીપળ હતી ત્યારે...?' બોલી નરેન્દ્રનાથે હસતાં હસતાં ગર્વપૂર્વક બધાં તરફ નજર ફેંકી.

સુલભાની માએ મોટો નિસાસો નાંખ્યો અને બોલ્યાં: 'હાઆઆશ છૂટયાં! મુવો કયાંથી આવ્યો હતો? પણ અમારાં નસીબ એટલાં પાધરાં.'

સુલભા તરફ સસ્મિત જોઇને નરેન્દ્રનાથ વચ્ચે જ બોલ્યા: 'ના, તમારા કરતાં નસીબ તો મારૂં જ મોટું!'

નરેન્દ્રનાથની સાથોસાથ ધનંજયની પણ નજર સુલભા તરફ પડી અને તેની સાથે જ તેના મનમાં શંકાએ પ્રવેશ કર્યો અને તેના હૃદયને ખૂણે ખૂણે થરથરાટ જાગી ઊઠયો!

તેની મનોસૃષ્ટિમાં નરેન્દ્રનાથના સબળા ભાગ્યનો અને સુલભાની માની નસીબદારીનો પ્રશ્ન ઉકેલાવા

લાગ્યો !

અને પરિણામ એ આવ્યું કે, નરેન્દ્રનાથ સાપ પ્રકરણમાંની પોતાની પરાક્રમલીલાનું વર્ણન આગળ ચાલુ કરે ત્યાં તો ધનંજયના નાકનું ટેરવું ચઢયું અને તેના ગળામાંથી 'ઉહ' ઉદ્દગાર નીકળ્યો. અને તેજ વખતે સુલભાની માએ તેના તરફ નોંખીને જોયું અને તેને પૂછયું: 'શું કહ્યું ?'

'કંઇ નહિ, મેં કહ્યું... .....'

'કદાચ મારી હકીકત પર ભરોસો નહિ પડતો હોય!' નરેન્દ્રનાથ વચ્ચે જ બોલ્યા.

'ના ના, એમ નહિ, પણ હું કહું છું કે ઉંદર અને દેડકાં મારવામાં—'

'ઉંદરદેડકાં નહિ, સાપ સાપ—'

'હશે, સાપ હશે, નહિ તો કંકાયું. પણ—'

'છટ્ ! કંકાયું નહોતું. લાંબોલચક સાપ હતો.'

'હશે, હું કયાં ના કહું છું ? કદાચ કંઈ બીજું પણ હોય, એ મોઢાંની ચાકળણ પણ કેમ ન હોય ? પરંતુ તેને મારવામાં એટલી બધી બહાદુરી હોય એમ હું તો નથી માનતો.' ધનંજયે વાકય ઝપાટાભેર પૂરૂં કરી નાંખ્યું.

'તમને નહિ લાગતી હોય ?' રાવબહાદુર ધનંજય

તરફ જોઇને બોલ્યા.

'નથી લાગતી.'

નરેન્દ્રનાથ ગંભીર મુદ્રા કરીને બોલ્યાઃ 'તમારી ગેરસમજ થાય છે. મુંબઇમાં રહો છો એટલે તમારા જોવામાં સાપ તો કદિ આવે જ ક્યાંથી? અને વળી જેલ જવાનો પ્રસંગ પણ તમને મળ્યો નહિ હોય.'

આ સાંભળીને ધનંજયે જવાબ દીધોઃ 'માત્ર સાપ જ નહિ, પણ મેં તો સૂસવાટો પણ જોઇ છે. અને જેલમાં જવાથી ખાસ દેશભક્તિ સધાય છે એવું પણ હું તો માનતો નથી.'

'તમે એવો અભિપ્રાય ધરાવો છો?' રાવબહાદુરે એક વાર ફરીથી ખોંખારો કરીને પૂછ્યું.

'હા' ધનંજયે મક્કમતાથી જવાબ વાળ્યોઃ 'અને કોઈ એવો દેખાવ કરે છે ત્યારે તો મને તેની દયા જ આવે છે.'

'દયા આવે છે?' રાવબહાદુરે ફરીથી ડોળા કાઢ્યા.

બરાબર આ જ વખતે સુલભા અને ધનંજયના નેત્રોનું અકસ્માત મિલન થયું. કોઇક બીજી વખતે આવું મિલન થયું હોત તો ધનંજયના હૃદયમાં અવશ્ય ગલગલિયાં થાત. પરંતુ આ વખતે

તો એ મિલનનું જુદું જ પરિણામ આવ્યું. સુલભાની આંખોમાંનો મૂગો ભાવ ધનંજયે તત્ક્ષણ પારખી લીધો. તેની દૃષ્ટિ પોતાની ખાદીની કફની તરફ પડી અને તેજ વખતે તેના મનની પરિસ્થિતિ વિચિત્ર થઇ પડી.

*

મનુષ્ય લાગણીપ્રધાન હોય અને પાણીમાં ઊતર્યાં પછી તેના પગ તળેની રેતી ભરભર ખસવા માંડે, ત્યારે તેની ધીરજ જેમ ખૂટી જાય છે, તેવી જ સ્થિતિ આ વખતે ધનંજયની થઈ પડી.

પણ આખો યે સંવાદ તો અત્રે જ પૂરો-થઇ ગયો !

એ પછી એકાદ બે શબ્દો વિના વિશેષ સંભાષણ થયું નહિ અને બેઠક પૂરી થઈ અથવા તો સુલભાનાં માતૃશ્રીએ ‘આ માણસ સીધી ચર્ચા કરવા જોગો પણ નથી’ એવો આવિર્ભાવ પોતાની મુખમુદ્રા પર કરીને ચર્ચા સમેટી લીધી એમ કહીએ તો પણ ચાલે.

ધનંજય આ રીતે વિચિત્ર પરિસ્થિતિમાં મૂકાઈ ગયો. સુલભાની માના મનથી પોતે સદંતર ઉતરી ગયો છે એમ તેને લાગ્યું. સુલભાના સહવાસમાં સ્વર્ગસુખ અનુભવવાના તેના આશામિનારા એકાએક ભાંગી પડતા જણાયા. ભરબપોરે ફરતે ઘોર અંધાર છવાતો હોય એવો તેને ભાસ થયો.

પરન્તુ તેની આ વિચારતંદ્રા બહુ વાર ટકી નહિ. તે વિચારમાં મશગૂલ હતો એવામાં અચાનક 'સર સર' એવો કંઇક અવાજ સંભળાયો. તેજ ક્ષણે પોતાના પગો ઉપરથી કંઇક સરી જતું હોય એવો ભાસ પણ થયો. બપોરની સાપકથાની સ્મૃતિ તાજી થઇ અને સાપ ક્યાં પડ્યો એ જોવા માટે તેણે પોતાનો પગ ખંખેરીને જમીન તરફ નજર માંડી. પરન્તુ ક્યાંયે સાપ જણાયો નહિ. પછી તેણે સોફાની પાછલી બાજુએ વાંકા વળીને જોયું ત્યારે, સાપને બદલે ઘાસનું એક લાંબું તણખલું હાથમાં લઇને બેઠેલી અને આંખો મટમટાવતી, છાનું હસતી એક નાની શી વ્યક્તિ તેની નજરે પડી.

ધનંજય વાત પામી ગયો અને તે નાનકડા પ્રાણીને એક તમાચો ચોડી કાઢવાનો પણ તેને વિચાર આવ્યો, પણ એ વિચાર ક્ષણભરજ ટકી શક્યો. એ નાનકડું પ્રાણી રાવબહાદુરનો નાનો ચિરંજીવ ચન્દ્રકાન્ત હતો. તેથી આ આખા ઘર-ખાતે સુલભા સિવાય પોતાના તરફ સહાનુભૂતિ રાખનાર એ જ લાગે છે ધારી તેની સાથે વાંકું પાડવાનું એને ઠીક ન લાગ્યું.

તેણે કહ્યું: 'ઓહો રાજેશ્રી! આપ છો?'

'અરે બાપરે, તમે તો નવા મહેમાન નીકળ્યા?' દાંત વચ્ચે આંગળી નાંખીને રાજેશ્રી બોલ્યા.

તેના આ હાવભાવથી ધનંજયને ગમ્મત પડી. તેણે હસીને પૂછ્યું: 'ત્યારે તેં કોણ ધારેલું? દેશસેવક સાહેબ?'

'હા, હા,! તેજ જૂના મહેમાન! બા કહેતી હતી કે તેઓ હવે પ્રધાન થવાના છે.'

'એમ?'

'હા. વળી બા કહે છે કે તેઓ બહુ ભલા છે. પણ મને તો તેઓ કંઇ સારા નથી લાગતા!

'ખરાબ છે?' ધનંજયનો આ નાનકડા પ્રાણી પ્રત્યેનો પ્રેમ રબ્બરના ફુગ્ગાની જેમ ફુલવા લાગ્યો. હેતભેર તેના તરફ જોઇને તેણે હસીને કહ્યું: 'કેમ વારૂ?'

'મને ગમતા નથી. તેમણે કાલે મને વગર કારણે તમાચો માર્યો.'

'વગર કારણે?'

'નહિ તો મેં તેમનું શું બગાડયું હતું? મેં કંઈ નહોતું કર્યું. મારી બિલાડીને મેં તેમના ખોળામાં બેસાડી. એકલાજ બેઠા હતા ત્યારે તેઓ એકદમ ઊભા થઈ પડયા અને બિલાડીને એક થાપટ મારી ધકેલી મૂકી! બિચારી

મારી બિલાડી! તે તો કેટલી બધી રૂપાળી છે!'

'અરે વાહ! મને તો બહુ ગમે છે. એના જેવી સુંદર બિલાડી દુનિયાભરમાં નહિ હોય.'

'અરે, તેને તો ધકેલી તો ધકેલી, પણ પછી મને પણ એક તમાચો માર્યો. મારો ગાલ હજી પણ ચમચમે છે.'

'કેમ નહિ ચમચમે ?'

'અને તમારી પેઠે કદિ ચોકલેટ પણ મારે સારૂ લાવ્યા નથી! તમે બહેનને ચોકલેટ આપી, તે તેણે મને આપી. બહેને કહ્યું કે કોઇને કહીએ નહિ કે ચોકલેટ નવા પરોણાએ આપી છે. એવી ચોકલેટ તો અહીં કેથે નહિ મળે જો!'

'હું મુંબઇ જઇશ ત્યારે તારે માટે બીજી મોકલી આપીશ. પણ તારી બહેન કયાં છે? સારી છે ને?'

'બહેન તો બહુ જ સારી છે!' ચન્દ્રકાંતે જવાબ આપ્યો: 'અને એક બીજી ગમ્મત કહું કે તમને?'

'ગમ્મત?'

'હા. માએ કહ્યું છે કે બહેન અને નવા પરોણા એટલે તમે કોઈ વાર વાતો કરતા માલુમ પડે તો મને આવીને કહેજે. અને કોઇ ન જાણે તેમ કહી જજે! પણ મેં તો એ વાત બેનને કહી જ દીધી છે.'

ધનંજયનું હાસ્ય એકદમ આથમી ગયું. સુલભા સાથે પોતાનો પાછો ભેટો કેમ થયો નહિ તેની હવે તેને સમજ પડી તેણે નીચેનો હોઠ સ્હેજ કચકચાવ્યો.

'હા. પછી બ્હેને શું કહ્યું?' તેણે પૂછ્યું.

'બ્હેને કહ્યું કે ઠીક ઠીક.'

'બસ, એટલું જ?'

'ના, તેણે કહ્યું કે તું બાને કહીશ નહિ. ને મેં કબૂલી લીધું ત્યારે તેણે મને બીજી ચોકલેટ પણ આપી. તમને બીજી પણ એક ગમ્મત કહું કે?'

'હા.' ધનંજયે અધીરતાથી કહ્યું.

'હું પેલા મુરબ્બી વજીરસાબની આવતી કાલે બરાબર ઠેકડી કરનાર છું.' ખડખડ હસીને છોટા રાવબહાદુર બોલ્યા 'આજના જેવી નહિ, પણ હમણાં તમને બધું નહિ કહું. આવતી કાલે જ કહીશ. હમણાં તો રમવા જાઉં છું.'

અને આટલું કહીને છોટા રાવબહાદુર કૂદકા મારતા ત્યાંથી ચાલ્યા ગયા.

×

ધનંજય પાછો બાંકડા પર જઇને બેઠો અને વિચાર કરવા લાગ્યો. કતારગામ આવવા પહેલાંનો તેનો બધો ઉત્સાહ ઓસરી ગયો હતો. આખું

કતારગામ દુષ્ટ અને કારસ્તાની લોકોથી ભરેલું હોય એમ તેને લાગ્યું. પોતાનું ગામ સૃષ્ટિ-સૌન્દર્યથી ભરપૂર છે એવી પ્રશંસા સુલભા કનેથી તેણે સાંભળી હતી. પણ એ સૌન્દર્ય હવે તેને દેખાતું બંધ થઈ ગયું. આખો બગીચો લૂખો અને સુનકાર જણાયો. સહરાના રણમાં ઓલવણો હોય છે તેવું એક પણ સ્થાન આ ઉજ્જડ ગામમાં નથી એવો તે વિચાર કરે છે ત્યાં તો સામેથી ઉતાવળે પગલે આવતા એક જણ તરફ તેનું લક્ષ ખેંચાયું અને જાણે ચમત્કાર બની ગયો હોય એમ તેને લાગ્યું! એકજ મિનિટ પહેલાં લૂખું લાગતું કતારગામ તેને રૂપાળું દેખાવા લાગ્યું.

તે વ્યક્તિએ પાસે આવીને કહ્યું: 'છેલ્લે કર્યો જ ને, ગોટાળો?'

'ગોટાળો?'

'નહિ તો બીજું શું? આટઆટલું પઢાવી રાખ્યું હતું તો પણ પત્થર પર પાણી!'

સુલભા સ્મિત કરી ભમ્મર ચઢાવીને બોલી: 'માતુશ્રી તો બરાબર ગરમ થયાં છે. તેમને પેલા બગલારામ, એટલે–'

'કાગડખાં! બગલારામ નહિ!'

'કાગડખાં કહો—'

'કાગડકુંભાર જ !' પોતાના દાંત કચકચાવીને ધનંજય બોલ્યો.

'કબૂલ.' સુલભા સ્હેજ મોટેથી હસીને બોલીઃ 'કાગડકુંભાર જ ! પણ મારાં માતુશ્રી તો તેઓશ્રીને મોર માને છે. બપોરે તેનું અપમાન થયું તેમાં જાણે એમનું જ થયું હોય એમજ તેમને લાગે છે. પિતાજી શું ધારે છે તે તો હું નથી જાણતી. ગમે તે હોય તો પણ હવે બાજી બગડી છે એ વાત તો નક્કી જ છે. માતુશ્રીની સંમતિને તો હું ગણકારતી નથી, પરંતુ પિતાજીની સંમતિ તેના વિના ક્યાંથી મળી શકે ? અને તેમણે શો ઘાટ રચ્યો છે તેની ખબર છે ?'

'હું ?'

'કાગડખાં સાથે મારો ગંઠેવાળો બાંધવાનો. મને થોડી વાર પરજ એની ખબર મળી. અને તે મુઓ પણ મારા તરફ વારંવાર એવો તાકી તાકીને જુએ છે–'

'મને પણ એવો વહેમ તો પડેલો જ.' ધનંજય બોલ્યોઃ 'અને તેથી જ હું મારો પાઠ સાવ ભૂલીજ ગયો ! મારાથી રહેવાયું નહિ.'

'પણ પરિણામ ખબર છે ? પિતાજીની નવી દષ્ટિએ તમે દેશદ્રોહી ઠર્યાં ને આવા દેશદ્રોહી

સાથે સંબંધ બાંધવા તેઓ કદિ તૈયાર થશે નહિ. તેના કરતાં–'

'કાગડખાં તેમને સારા લાગે છે!' ધનંજયે વ્યંગમાં પૂછ્યું.

'તેમને જ કેમ, માને પણ સારા જણાય છે! હવે થોડા જ દિવસમાં વજીર થવાના છે. અને કહે છે કે પિતાજીને પણ ત્યાર પછી વજીરાત મળશે! આવું બધું પરમપૂજ્ય માતુશ્રીનું રાજકારણ છે!'

'ત્યારે હવે શું કરવું'?

'હું પણ એજ વિચારમાં પડી છું.' વૃક્ષઃસ્થળ પર ફરકતો વેણીનો બૉ હથેળીમાં અફાળીને સુલભા બોલીઃ 'બા તો મારા પર સખ્ત પહેરો રાખે છે. એ તો હમણાં ગામમાંની કોઇ સ્ત્રીઓ એમને મળવા આવી છે તે તક સાધીને હું અહીં આવી શકી છું. કાલે અંગ્રેજની કોઠી જોવાનો વિચાર પણ પડતો મૂકવો પડશે. નહિ તો કાગડખાં પણ સાથે આવવા તૈયાર થશે. એ મૂવો ક્યાંથી મારી રાશીએ આવ્યો, કોણ જાણે!'

'પણ, એમાંથી છૂટાય શી રીતે?'

'જોઇએ, હવે શું થાય છે! પિતાજીને તો મારી ઇચ્છા હમણાં જ ચિઠ્ઠીથી જણાવી દેનાર છું. તે વડે કામ ન થાય તો હું પોતે મળીને વીનવી

જોઇશ, પરંતુ તેથી કંઇ વળે એમ હું માનતી નથી. કદાચ એમ કરવાથી તો તમને અહીંથી તાબડતોબ રવાના કરવાની સ્થિતિ જ ઉત્પન્ન થશે અને પછી–'

સુલભાનો સ્વર કંપિત થયો. તે વચ્ચેજ અટકી.

'તેમ થશે તો આપણે બન્ને જઇશું–' ધનંજયે તેનું વાકય પૂરું કર્યું.

સુલભા આવી વિકટ સ્થિતિમાં પણ સ્હેજ હસી અને બોલીઃ 'મારી તો તે પણ તૈયારી છે. પણ..... પણ સ્હેલાઇથી બની શકે એમ નથી, અને પછી આખા ગામમાં બૂમરાણ અને નાલેશી થશે.'

તે ક્ષણ વાર થંભી ગઈ અને પાછી બોલીઃ 'આવતી કાલ સુધી તો ગાળો છે. ત્યાં સુધીમાં જોઇશું શું કરવું તે!'

*

સુલભા ગયા પછી ધનંજયની ગમગીનીમાં ઓર ઉમેરો થયો. તે વખતે સૂર્ય આથમવાની તૈયારીમાં હતો. પૃથ્વી પર અંધારપછેડો છવાવા લાગ્યો હતો. તેને આખું ગામ ફરીથી ભયાનક દેખાવા લાગ્યું.

આવી પડેલી પરિસ્થિતિનો તેણે બધી નજરે વિચાર કર્યો. આવી સ્થિતિમાં પોતાના જેવા જુવાનોએ શું કર્યું હતું એ પણ તેણે યાદ કરી

જોયું. અલબત્ત, તેનાં એ દૃષ્ટાંતો નવલકથામાંનાં હતાં. પરંતુ એક પણ નવલકથા કે બોલપટનો પ્લોટ આ વખતે ઉપયોગી થઇ પડે એમ તેને લાગ્યું નહિ. અને તેથી તો તેની ગમગીની વિશેષ જ વધવા માંડી.

એવી સ્થિતિમાં તે પૂરૂં જમી પણ શક્યો નહિ; જમતી વખત ચાલતાં ગપ્પાંઓમાં પણ તેણે વિશેષ ભાગ લીધો નહિ. પણ બીજાઓએ એનો ખાસ ખ્યાલ રાખ્યો નહોતો. તેમણે એનો બહિષ્કાર કર્યા જેવું જ વર્તન રાખ્યું હતું. રાવબહાદુર માત્ર વચ્ચેવચ્ચેથી પોતા તરફ આંખો ફાડીને જુએ છે એમ તેને લાગ્યું ત્યારે તો તેના હૃદયના ધબકારામાં વધારો જ થયો.

જમી પરવાર્યા પછી જે ઓરડામાં સૂવાની વ્યવસ્થા કરવામાં આવી હતી ત્યાં તેણે તુરત ચાલવા માંડ્યું. બારીમાંથી તેણે પોતાની શૂન્ય નજર ફેંકી. બહાર સુંદર ચાંદરણું પથરાયું હતું. કતારગામની વનરાજી તેમાં સ્નાન કરતી હતી!

ધનંજયને સ્થાને કોઈ કવિ હોત આ પ્રશાંત દૃશ્ય જોઇને કેટલીક કાવ્ય પંક્તિઓ વાયુ પર વહેતી કરીને પોતાનું હૃદય હળવું કરત. પરંતુ કમનસીબે ધનંજયને કવિતા બનાવતાં આવડતી નહોતી.

તથાપિ બગીચા પારના ખેતરમાં આ શુભ ચાંદરણામાં એક આંટો મારી આવવાનો તેને વિચાર આવ્યો. તેણે પોતાનું નવું નેહરૂ જેકેટ પહેર્યું અને પોતાને કોઈ જુએ નહિ એ રીતે બંગલાના દરવાજા તરફ ચાલી નીકળ્યો.

તે ખેતરમાં ગયો ને ત્યાં બેઠો. અને તેણે પોતાનો હાથ જાકીટના ખીસામાં નાખતાં તેને એક ચીજ ત્યાં જણાઇઃ સીગારેટનું પાકીટ !

ધનંજયની ધૂમ્રપાનની ટેવ માટે તેના કોઇ મિત્રનો અભિપ્રાય પૂછીએ તો તે જરૂર કહે કે ધનંજય હજુ સાવ શીખાઉ જ હતો.—ફુરસદિયો પીનાર. પ્રવાસમાં અથવા રજાના દિવસોમાં નવરાશ વિશેષ હોય છે અને તેથી કતારગામ આવતી વખતે તેણે 'કેપસ્ટન'નું એક ટીન ખરીદ કર્યું હતું. પરંતુ તે ટીન ભૂલથી બેગમાં મૂકાઈ જવાથી તેણે સ્ટેશન પરથી એક પેકેટ પણ ખરીદ્યું હતું. અને હમણાં ખીસામાંથી એ જ પેકેટ નીકળ્યું હતું, અને પછી તો તે ધૂમ્રપાનમાં એવો મશગૂલ બન્યો કે પોતાની પાસે ઝપાટે આવનાર માણસ દસપંદર ડગ જેટલો નજીક આવી ચઢ્યો ત્યારે જ તેને તેનું ભાન થયું. એ માણસ તરફ તેની નજર અચાનક જતાં તેના હૃદયમાં ધ્રાસકો પડ્યો અને

તેણે પોતાના પગ વળ્યા તે દિશામાં એકદમ દોટ મૂકી !

દોડવાની શરતમાં ધનંજય ઈનામો જીતે એવો નહોતો, તોપણ રાવબહાદુર જેવા જ ગોળમટોળ માણસને થાપ આપવી તેને માટે અશક્ય નહોતું. સારે નસીબે એવી વેળા આવી જ નહિ. થોડા અંતર પર ગયા પછી તેણે પાછું વળીને જોયું તો રાવબહાદુરના જેવી જણાતી વ્યક્તિ તેને પાછી વળી ગયલી જણાઈ.

ધનંજય ત્યાં જ ઊભો રહ્યો. તેણે એક દીર્ઘ શ્વાસ નાંખ્યો. હાથમાંથી સિગારેટનું ઠૂંઠું તો તેણે ક્યારનું યે ફગાવી દીધું હતું. તેને વિચાર આવ્યો કે રાવબહાદુર સાથે જો અહીં અચાનક ભેટો થઇ જાત અને મારા હાથમાંની સીગારેટ તેમણે જોઈ હોત તો મારે પણ તેમનું 'આત્મશુદ્ધિ અને વ્યસનો'નું વ્યાખ્યાન સાંભળવું જ પડતે. એક વાર તો મુંબાઇ બંગલે પાછા ન જતાં બારોબાર જ પસાર થઇ જવાનો વિચાર તેના મનમાં આવ્યો, પણ તે જ ક્ષણે તેની નજર સામે સુલભાની સુંદર છબી ખડી થતાં તે બંગલા તરફ પાછો વળ્યો અને આમતેમ જોઇ અંદર પ્રવેશ કર્યો.



જેના હૃદયમાં નિરાશા છવાઈ હોય તેને નિદ્રા ન જ આવે એ સ્પષ્ટ છે. અને નિરાશાવશ મનુષ્યની સ્થિતિ તો હંમેશ વિચિત્ર જ હોય છે. આવી સ્થિતિમાં કેટલો સમય પસાર થઈ ગયો તેનું પણ તેને ભાન નહોતું. પણ છેલ્લે તેને સ્હેજ નિદ્રા આવી, પરંતુ તે બહુ વાર ટકી નહિ. પોતાના શરીર પર કોઈ હાથ ફેરવે છે એવો તેને ભાસ થયો. તે સફાળો ચમકીને જાગી થયો. ઓરડામાં અંધકાર હતો, તોપણ પોતાના પલંગ પાસે એક માણસ વાંકો વળીને કંઇક તપાસી જુએ છે એવું તેને લાગ્યું. ચોર જ, હશે. શંકા શેની?

ધનંજયને સ્થાને જો એકાદ બીજો માણસ હોત તો તેણે બૂમરાણ કરીને આખો બંગલો ગજાવી મૂકયો હોત, પરંતુ ધનંજયે તો આવેશથી તે આકૃતિ પર એકદમ ઝડપ મારી અને તેને જમીન પર પટકી પાડે છે ત્યાં તો અવાજ નીકળ્યો: 'હું......અરે...અરે...અરે–'

ધનંજયના આશ્ચર્યનો પાર રહ્યો નહિ! તેણે પેલાના હાથ છોડી દીધા અને સ્તંભિત થઇને પૂછ્યું: 'કોણ, રાવબહાદુરસાહેબ?'

'હા, હા, હું–હું જ!' રાવબહાદુરે અચકાતાં

અચકાતાં ઉચ્ચાર્યું.

'હું–હું અહીં આવ્યો હતો–તો–તો બટ, બટ, માચીસ છે તમારી પાસે?'

'માચીસ? કેમ? ફાનસની બત્તી તો પણ પડી છે જ ને–' ધનંજયે કહ્યું.

'હા, છે, પણ મને તમારી એક 'કેપસ્ટન' આપો ને!'

'કેપસ્ટન?'

'હા, હા, તે માટે જ–તે માટે જ બટ્ વિલ યુ જસ્ટ–'

'કેપસ્ટન એટલે?' ધનંજયે મોટેથી ઉચ્ચાર્યું.

'છટ્ છટ્ મોટેથી બૂમ નહિ પાડો! કેપસ્ટન એટલે કેપસ્ટન સિગારેટ મારે જોઇએ છે. એને માટે જ અહીં આવ્યો છું. સો નિયર, બટ્ સો ડડ. આટલી નજીક પણ આટલી દૂર! છટ તમને એની કલ્પના નહિ આવે!'

'પણ–પણ–પણ'

'કહું છું, બધું કહું છું. હવે તમને બધી વાત કરીજ દઉં છું! પણ આપણે જરા કંફર્ટેબ્લી બેસીને વાતો કરીએ–'

'પણ તમે તો બીડી છોડી દીધી હતી ને?'

'ખરૂં, ખરૂં અને ખોટું બી! પણ આમ જુઓ,

આપણે એ વાત પછીથી નિરાંતે કરીશું.'

'હા હા, અવશ્ય અવશ્ય–' એમ કહી ને રાવબહાદુરનો આશય જાણી લઇને ધનંજયે પોતાની બેગ ઉઘાડી અને તેમાંનું ટીન બહાર કાઢીને તે આખું ટીન જ રાવબહાદુરની સામે મૂકયું. રાવબહાદુરે તેમાંથી એક સિગારેટ બહાર કાઢી અને ધનંજયે આગળ કરેલી દીવાસળી વડે તેને સળગાવી અને પછી પાસેજ પડેલી એક આરામખુરશી પર આડા પડતાં રાવબહાદુર બેલ્યાઃ 'હાશ! આવી ઠંડીની સીજનમાં સિગારેટ એટલે........... હાઃ...ચૂ નો–ચાર મહિના થયા મેં એનો સ્પર્શ કર્યો નહોતો!'

તેમણે ફરીથી જોરથી દમ લીધો અને પછી ક્ષણભર માટે ધૂમાડાના જંગી આવરણમાં તે અદૃષ્ય થયા. પરંતુ એ ધૂમ્રપટમાંથી ધનંજયને કાને નીચેના શબ્દો અથડાયા.

'મેં એક વાર ચોરીને તો બીડી પીધી, પણ તેથી કંઇ થોડીજ તલપ છીપે. અને જમ્યા પછી હું સ્હેજ લટાર મારવા બંગલાના કંપાઉન્ડમાં નીકળ્યો ત્યાં તો મને કયાંક કેપસ્ટનની વાસ આવી. કયાંથી આવે છે એની તપાસ કરતાં મને જણાયું કે તે તમાગ જ હાથમાં હતી. પરંતુ તમે આટલી

ઝડપથી છટકી જશો એમ મેં ન્હોતું ધાર્યું!' એમ કહીને રાવબહાદુરે ફરીથી જોરથી દમ માર્યો.

ધનંજયના મુખ પરથી હજુ પણ વિસ્મયનો ભાવ દૂર થયો નહોતો. તે બોલ્યો: 'પણ મેં સાંભળ્યું હતું...'

'તે ખોટું નહોતું...'રાવબહાદુરે તુરત જવાબ આપ્યો: 'આજે ચાર મહિના થયા રાવબહાદુરી છોડી દીધી ત્યારથી મેં સિગારેટ પણ છોડી દીધી હતી. વાસ્તવિક રીતે તે છોડી દેવાનું કશું કારણ નહોતું. પણ હું તો પાકો ગાંધીપંથી બન્યો હતો! સ્પષ્ટ શબ્દોમાં કહું તો મારા રાણીજીની ઇચ્છા એવી છે કે મારે કોંગ્રેસમાં પડવું. એને લાગતું હતું કે કોંગ્રેસમાં પડવાથી હું પ્રધાન થાઉં અને પોતે પ્રધાનપત્ની થાય!'

રાવબહાદુર મોટેથી હસવા લાગ્યા. પછી સિગારેટની રાખ ખંખેરતા બોલ્યા: 'ઓ, ડેડ ફૅાન્ડ હોપ! મનુષ્ય કેટલીક વાર કેવો ઘેલો અને બેવકૂફ બને છે! આજે મને એ વાત પર હસવું આવે છે. મુદ્દાની વાત એ કે, એ વિચારથી હું એટલો બધો હર્ષઘેલો બની ગયો કે મેં એકદમ સિગારેટનો પણ ત્યાગ કરી દીધો. અને એક વાર એ વાતની જાહેરાત કરી દીધા પછી ચોરીથી પીવાની પણ મુશ્કે-

બત થઇ પડી! આઠે પહોર કોઇને કોઈ હોય જ હાજર! એટલું ખરું, કે આજના જેટલો તલપાટ પણ આટલા દિવસમાં કદિ જાગ્યો નહોતો! પછી તો વાસ જ આવી......ત્યારથી અત્યાર સુધી હું જાગતો રહ્યો અને આખરે નિશ્ચય કર્યો કે તમારું ટીન અગર પેકેટ જ્યાં હોય ત્યાંથી શોધી કાઢીને તેમાંથી એકાદ સિગારેટ ગુપચુપ પીવી જ પીવી, પણ તમારી ઊંઘ તો તોબા પરમેસર! બહુ જ જાગ્રત!'

રાવબહાદુરે સિગારેટનું ઠૂંઠું ફેંકી દીધું અને ટીનનાંથી બીજી સિગારેટ કાઢતાં બોલ્યા: 'અરે, તમે પણ એક લ્યો ને! હા...શ. મારું મન હવે કેવું મોકળું થયું! આટલા દિવસ તો હું છેક જ ગુંગળાઇ ગયો હતો! કેટલો પહેરો સહન થાય! પેલો તો સવારથી મારી પાસે હાજર જ હોવાનો...'

'કોણ કાગડખાં......' ધનંજયે વચ્ચે જ ટહુકો મૂક્યો. તેના ટાંટિયામાં ખૂબ જોર આવ્યું હતું.

'એકઝેકટલી, એકઝેકટલી! કાગડખાં! હા હા હા ગઇ કાલે તમે તેની બરાબર ઉડાવી!'

'બરાબર ઉડાવી!'

'ઈડીડ, ઇડીડ!'

પણ રાવબહાદુર આગળ બોલે છે ત્યાં પાસેના

ઓરડામાંથી 'હુ...હુ' એવો વિચિત્ર અવાજ તેમને કાને પડ્યો. બંને જણા ઊઠીને દીવાનખાનામાં ગયા અને જુએ છે તો પાસેના ઓરડામાંથી એક જણ થરથરતું બહાર આવ્યું !

રાવબહાદુર પર તેની નજર પડતાં જ ગભરાયલા સ્વરે તેણે પોકાર કર્યો: 'સાપ...સાપ–'

'સાપ ?'

'મારા ઓરડામાં ટિપાઇ નીચે–'

'સાપ છી :' રાવબહાદુરે ડોકું ધુણાવીને કહ્યું: 'અમારા બંગલામાં અત્યાર સુધીમાં કદિ સાપ નીકળ્યો જ નથી ! નરેન્દ્રનાથજી, તમને કંઇ સપનુંબપનું આવ્યું લાગે છે !'

'સપનું નથી ! મારી સગી આંખોએ મેં તે જોયો છે.'

'અરે ! પણ તમને કરડયો તો નથી ને ?'

નરેન્દ્રનાથે ડોકું હલાવ્યું. તે જોઇને રાવબહાદુર બોલ્યા: 'ત્યારે કુછ ફિકર નહિ. ચાલો, કયાં છે સાપ, જોઇએ ?'

એમ કહીને રાવબહાદુર બહારથી એક મોટો સોટો લાવ્યા. ધનંજયના હાથમાં પણ તેમણે એવી જ એક મોટી લાકડી આપી અને બંને

નરેન્દ્રનાથના ઓરડામાં ગયા.

*

સાપ શોધવા નીકળવું અને ત્યાં સાપને બદલે કંઈ બીજી જ વસ્તુ નજરે પડે ત્યારે શંકરાચાર્યનો 'સર્પરજ્જુ' ન્યાય સાંભર્યા વિના રહે નહિ, પણ આજના નવા જમાનામાં દોરી અને સર્પનો સંબંધ શોભે એવો નથી. ટિપાઈ નીચેનો સાપ એક હાથ પણ લાંબો નહોતો. રાવબહાદુરે પોતાના સોટાથી તેને ગોદો માર્યો ત્યારે ન તે હાલ્યો કે ન તેણે ફેણ ચઢાવી. ધનંજયે પણ તેને જાગ્રત કરવાનો પ્રયત્ન કર્યો છતાં તે જીવંત થયો નહિ! આખરે ધનંજયે નીચે વળીને તેની પરીક્ષા કીધી અને પૂછડી પકડીને પ્રકાશમાં ઊંચો કર્યો. એકદમ રાવબહાદુર મોટેથી હસવા લાગ્યા અને નરેન્દ્રનાથે મોટેથી સુસ્કારો મૂકયો 'ઓ...'

'હા : હા : હા : હા :' રાવબહાદુરે જોરથી હસીને કહ્યું: 'અરે, આ તો ચંદુડિયાનો રબ્બરનો સાપ ! હા : હા : હા : ! પણ એ અહીં કયાંથી ? એ છોકરાનું જ આ કામ હોવું જોઇએ—બડો હરામી છે !

'અને બડો હિકમતી પણ!' ધનંજયે ટેકે

આવ્યો.

એ જ વખતે સુલભા અને માતુશ્રીએ ઓરડામાં પ્રવેશ કર્યો. તેઓ છેક ગભરાઇ ગયાં હતાં. સુલભાએ આગળ આવીને પૂછ્યુ': "પિતાજી, શું છે?

'સાપનો શિકાર! હા : હા : હા :'

આપણા આ દેશસેવકસાહેબને આજે આ રબ્બરનો સાપ કરડવાનો હતો...પણ સહેજમાં બચી ગયા. હા : 'હા : હા : !'

'એટલે? મને કંઇ સમજ પડતી નથી. સીધેસીધું કહી દ્યો ને?'

'આ જો, આ રબ્બરનો સાપ છે ને, તે આપણા કૌંસિલરસાહેબની નજરે પડયો. ચંદુએ અહીં કયાંકથી નાંખ્યો હોય એમ જણાય છે. અને એ સાપ જોઇને કૌંસિલરસાહેબને જેલમાંના સાપની યાદદાસ્ત થઈ આવી. અને તેઓ એકદમ બહાર આવ્યા. પછી અમે બંને જણાએ એ સાપને શોધી કાઢયો, પરંતુ તે તો કૌંસિલરસાહેબના ધાકને લીધે અગાઉથીજ મરણ પામ્યો હતો! હવે તો સમજ પડી ને? અને ન પડી હોય તો પૂછો એ વીરનરને!'

રાવબહાદુરના પત્નીશ્રી નરેન્દ્રનાથના મોં સામે જોવા લાગ્યા. નરેન્દ્રનાથ હિંમત લાવીને બોલ્યા:

'રાવબહાદુરસાહેબ, આ મારું હડહડતું અપમાન કહેવાય !...'

'અપમાન ?'

'આવી સ્થિતિમાં હું અહીં એક મિનિટ પણ રહી ન શકું !'

'એક મિનિટ પણ નહિ ?'

'મિનિટ પણ નહિ.'

'જેવી ઇચ્છા.'

'હાં ?'

'અને છની ગાડીનો વખત પણ થવા આવ્યો છે.'

'અરે, જરા વિચાર તો કરો !'

'વિચારવા જેવું આજે નહિ, ગઈ કાલે જ હતું.'

રાવબહાદુરે હસકાથી કહ્યું: 'કૌંસિલરસાહેબની જવાની જ ઇચ્છા હોય તો હું તેમને શી રીતે રોકી શકું ? અચ્છા, નમસ્તે કૌંસિલરસાહેબ ! તમે આ રબ્બરના સાપના ઝપેટામાંથી બચી ગયા તેની ખુશાલીમાં હું કેપસ્ટનના બે દમ વધારે જ ખેંચીશ !'

'ઓ માઇ ગોડ !'

'સુશુ, ચૂપ રહે, ને હવે જા અને રામાને દૂધ લાવવા કહે. આજે તારે જ ચા બનાવવાની છે ! ને એવી ફક્કડ ચહા બનાવ કે આ તું પકડી

લાવી છે તે જુવાનિયો તારી સાથે પરણવાની જ માંગણી કરે !'

સુલભાએ ધનંજય તરફ હળવે રહી દૃષ્ટિક્ષેપ કર્યો અને સસ્મિત બોલી: 'પણ પિતાજી......'

રાવબહાદુરે હસીને કહ્યું: 'છોકરી, જા. જા. હું બધું સમજું છું. તમે બંને પાકાં ચોર છો !'



તેમના દેખાવ તરફ નજર નાંખીએ તો તે સરકસના મેનેજર હશે એવી કલ્પના ભાગ્યે જ આવે. મારી અને તેમની પહેલ-વહેલી મુલાકાત થઇ, ત્યારે હું મનમાં બબડેલો કે: "આ તે સરકસના મેનેજર! વાહ!" મેં ધાર્યું હતું કે કોઇ કાળા બૂટ-સુટમાં સજ્જ રહેનાર યુરોપી પદ્ધતિમાં પાવરધો માણસ હસ્તધૂનન કરી મારતેખાં અંગ્રેજીમાં કુશળ સમાચારની આપલે કરશે; પરંતુ આ ભાઇસાહેબ તો જાડી ખાદીનું ધોતિયું, લાંબો ડગલો, ખભે કિનારીવાળો ખેસ અને ગળામાં વીંટેલો જાડો ગળપટ્ટો—જાણે રૂઢિચુસ્ત ગામડાના કથા-ભટ્ટ નીકળ્યા! મને જોતાં જ કહે: "આવો, આવો, બેસો. ઘણા દિવસથી તમને મળવાની ઇચ્છા

હતી." પછીથી પણ જ્યારે જ્યારે જોયા ત્યારે ત્યારે એજ વેશમાં !

તેમનું નામ હતું વિનુભાઈ. પોશાક પ્રમાણે તેમની શરીરસંપત્તિ ય ગોળમટોળ હતી ! આજે વીસબાવીસ વર્ષથી હું તેમને જોતો આવ્યો છું. પણ તે જેવા ને તેવા જ ગોળમટોળ ! એટલે તેમની ઉંમરનો અંદાજ કાઢવો ય મુશ્કેલ ! પરંતુ હિંદી સરકસના ઇતિહાસમાં તેમનું સ્થાન છેક શરૂથી હતું એટલું તો સાચું જ. છત્રેના સરકસનો જન્મ તેમની નજર આગળ થયેલો. સરકસવાળા દેવળ સાથે તેમને ગાઢો સંબંધ. વિનુભાઈનાં પોશાક અને વાણી જેવાં સીધાંસાદાં, તેટલાં જ સરકસના ધંધામાં તેમની બાહોશી અને અનુભવ સર્વમાન્ય હતાં. હાલમાં તેઓ એ વ્યવસાયથી નિવૃત્ત જેવા છે, પણ જે સરકસના ધંધામાં તેમણે પોતાનું આયુષ ગાળેલું તે ધંધામાં, અને જે શેઠને ત્યાં નોકરી કરી તે શેઠના કામકાજ માટે, કે સલાહસૂચના આપવા માટે તેમને જ્યારે કોઇ બોલાવે ત્યારે તુરતાતુરત હાજર થવાનું વિનુભાઈ ચૂકે નહિ !

વાંચવાનો તેમને ભારે શોખ. મારી નવલકથાઓ અને વાર્તાઓ તે હોંશથી વાંચતા. પણ

જ્યારે અવકાશે એકલા મળતા ત્યારે શું કહેતા હશે તે તમે જાણો છો? કહેતાઃ "તમારી સાહિત્યસૃષ્ટિમાં સુશિક્ષિત સ્ત્રીપુરૂષોના પ્રેમપ્રસંગો ગમે તેવા હોય છતાં સંયમિત! તેમનાં અંતરમાં પ્રેમ યા દ્વેષ ગમે તેટલી હદે વિકૃત બને, છતાં મર્યાદાનું ઉલ્લંઘન તો કોઈ કરે જ નહિ. તેમના વિકારોમાં વંટોળિયાનો ભાસ તો તેમને થાય જ નહિ. અપ્રિય કારણનો ઉકેલ કરવામાં રીતરિવાજ કે ન્યાયને ઉંચે મૂકી શકે નહિ. તડજોડ કરવામાં પહેલા નંબરના! બિલકુલ નરમ અને નાજુક પાત્રો, ભાઇ! તમારાં તો!"

આનો જવાબ હું બહુ શાંતિપૂર્વક આપતો અને કહેતો: "વિનુભાઇ, તો પછી તમારી કલ્પના મુજબનાં પાત્રો મને કોઈ દિવસ બતાવો."

"અમારા સરકસ સાથે એક વર્ષ ફરો, તો બરાબર બતાવું."

"વાહ! એટલે કામધંધો છોડી તમારા સરકસ સાથે એક વર્ષ રખડું?"

"કેમ? શી હરકત છે?"

"પણ તે સિવાય બીજો કોઇ ઉપાય નથી?"

"બીજો તે કયો ઉપાય?"

"તમે તેવાં પાત્ર કોઈ ઠેકાણે જુઓ કે અનુભવો ત્યારે તેનું બયાન મારી આગળ કરવું."

તે વખતે તેઓ હસતા અને કહેતા કેઃ "એવું કાંઈ બને બને નહિ!"

*

એક વખતે મારા આગ્રહ અને તેમના આનંદનો સુમેળ મળ્યો ત્યારે તેઓ બોલ્યાઃ "ચાલો, એક બયાન કરૂં. પણ મને આવડશે તેવી રીતે કરીશ. તમારી શિષ્ટ અને સાક્ષરી ભાષા બોલતાં મને નહિ આવડે."

એમ બોલી તેઓ સહેજ હસ્યા. કેમ હસ્યા તે હું સમજી ગયો અને બોલ્યોઃ "કેમ ભાઇ, લેખકોને મહેણાં દેવાનો જ ધંધો લઇ બેઠા છો કે શું?"

"ના, ના. પણ હું જે વાત કહેવા ઇચ્છું છું તે જેવી રીતે બની છે તેવીજ રીતે કહેવાનો છું. અંદર વિવેચનશૈલિ કે અલંકારિક ઝડઝમક કે અન્ય કંઈ ટાપટીપ આવી શકશે નહિ તેથી કહું છું."

" તે પણ એક કળા જ છે."

"એમ?"

અમે બન્ને જણ હસ્યા.

મેં તેમને કહ્યું: "હવે તમારી વાત શરૂ કરો."

તે બોલ્યા: "સાંભળો. કેટલાં વર્ષ ઉપરની વાત છે, તે તો મને યાદ આવતું નથી. તેમ તેનું મહત્ત્વ પણ નથી. અમે જાપાનની સફર કરી, પૈસા અને કીર્તિ કમાઇ સ્વદેશ પાછા ફર્યા, ને પછી મુંબાઇમાં ત્રણ મહિના મુકામ રાખ્યો. વાઘ, સિંહ, ઘોડા અને બીજાં જાનવરોનું અમારૂં કામ ઘણુંજ સરસ હતું. તે ઉપરાંત કસરતના, જાદુના, સાહસના ઘણા ખેલો અમારી પાસે હતા. વળી જાપાનથી પાછા આવતાં એક મેકિસકન જોડું અમારા સરકસમાં આવેલું, તેમના કામ ઉપર લોકો ઘણાજ આફ્રિન હતા. તે જોડાનો રોજનો પગાર એકસો રૂપિયા હતો, પણ તે અમને ભારે પડતો નહોતો. દોરડાખેલ, ખંજર-ખેલ એવા આઠદશ ખેલ તેઓ કરતા. અને તે બધાજ પ્રેક્ષકોને ઘણા જ ગમતા. પરંતુ તેમના એક કામે તો પ્રેક્ષકોને ગાંડપણ જ લગાડેલું જણાતું હતું! કેટલીય વ્યકિતઓ તો તેમનું તે કામ જોવા માટે દરરોજના બન્ને ખેલોમાં હાજર રહેતી. અને તે ધણી–ધણિયાણી તે કામ ઘણીજ સફાઇથી સુંદર રીતે કરતાં પણ ખરાં!

"પુરૂષનું નામ હતું ટોમ અને સ્ત્રીનું નામ હતું લીઝા. તેઓ એ ખેલ માટે પ્રવેશ કરતાં જ,

હાથમાં હાથ ઘાલી નાચતાં ! થોડો વખત આનંદથી નાચીને પછી જાણે પોતાની વચ્ચે કોઈ કારણસર વિક્ષેપ પડયો હોય, તેમ એકબીજાથી છૂટાં થઈ જતાં, અને મોં ઉપર રીસામણાના ભાવ બતાવતાં. પછી તે સ્ત્રી-પુરૂષ સામસામા નાક ઉપર ઊભાં રહી, હાથ અને મોંની ઈશારતથી એકબીજા પ્રત્યેનો અભાવ પ્રદર્શિત કરતાં. લીઝાનું હઠીલાપણું દૂર કરવા ટોમ ઇશારતથી ઘણું સમજાવતો પણ લીઝા માને જ નહિ ! આખરે કંટાળી ટોમ તેને ઉંચકી લઇ એક પાટિયા સાથે ઊભી રાખતો, તેનાથી ચાલીસ પચાસ ફૂટના અંતરે ઊભો રહેતો, ને ખીસામાંથી પિસ્તોલ કાઢી તેના તરફ તાકતો. તે જોતાં જ લીઝા બૂમાબૂમ કરી મૂકતી અને મદદ માટે ચીસો પાડતી ! તે સાંભળી એક વિદુષક પ્રવેશ કરી ઇશારતથી ટોમને કહેતો કેઃ "આ સ્ત્રીનો જીવ શા માટે લે છે ? તું નિશાન મારવામાં ખરેખરો બહાદુર હોય તો હું કહું તેમ કર !"

"ટોમ તે ઇશારતથી કબૂલ કરતો. એટલે વિદુષક પંદર વીસ મીણબત્તીઓ લાવી પાટિયા સાથે અઢેલીને ઊભી રહેલી બાઇના શરીર સાથે ચોડતો અને સળગાવતો. પછી ટોમને કહેતોઃ નિશાનબાજીમાં હોશિ-

ચાર હોય, એકેક બારે એકેક મીણબત્તી બૂઝાવી નાંખ! પછી ટોમ કાટખૂણે ઊભો રહી પિસ્તોલ છોડી એકેક મીણબત્તી બૂઝાવી નાંખતો! એ કામ એ એટલી તો સફાઇથી કરતો કે પ્રેક્ષકો છક થઈ જતા. અને જ્યારે બધી મીણબત્તીઓ બૂઝાઈ ગયા પછી લીઝા નિર્વિઘ્ને મુકત બની પ્રેક્ષકોને પ્રણામ કરતી, તે વખતે આખા તંબૂમાં તાળીઓના ગડગડાટ ગાજતા!

"ગાંડા બન્યા હતા મુંબાઇના લોકો, લીઝા ટોમના આ કામ ઉપર! દરેક ખેલમાં તંબૂ ચિકાર ભરાયેલો રહેતો. ચાર આઠ આનાની ટિકીટની વાત બાજુએ રાખીએ, તો પણ પાંચ પાંચ રૂપીઆની ટિકીટોમાં પણ ગિર્દી થતી. મુંબઇમાં હજી એક મહિનો રહીએ તો ઠીક થાય, એમ અમને લાગતું હતું. અને બહારગામના થાનક માટે કરેલા કરારની તારીખ બદલાવવાનો વિચાર હું કરતો જ હતો, પણ એટલામાં એક અજબ પ્રકાર બન્યો!"

કહેતાં વિનુભાઈ અટકી ગયા અને કેટલોક વખત કંઇ બોલ્યા નહિ. તે ઉપરથી મેં કહ્યું: "વાહ! તમે તો કહેતા હતા કે મને પદ્ધતિસર બોલતાં આવડતું નથી, પણ દેખાઓ છો તો વાત કહેવામાં સિદ્ધહસ્ત!"

વિનુભાઇ હસ્યા અને બોલ્યાઃ "કેમ, કેવી રીતે?"

"તમે બોલતા બંધ થયા તે એ બતાવવા માટે જ, કે પાત્રોની ઓળખનું પહેલું પ્રકરણ પૂરું થયું અને હવે પછી પ્રેમપ્રસંગ રૂપી બીજો અંક આવવાનો બાકી રહ્યો."

"હા. વાતનો ખરો નાટકભાગ તો હવે પછી જ આવવાનો છે. તમે કદાચ તર્કથી તે વિચારી કાઢયો પણ હોય!"

"ના રે ભાઇ, તમારા સરકસના રીતરિવાજમાં હું શું સમજું? કોણ કયો ઝોક લેશે અને કોણ કયાં કૂદી પડશે—શી ખબર?"

વિનુભાઈ હસ્યા અને બોલ્યાઃ "સાચું જ કહો છો."

"તો હવે કહો આગળ. શું બન્યું?"

વિનુભાઇએ ચલાવ્યુંઃ "એજ કહું છું. પણ અધુરા રહેલા પ્રસંગને કયાંથી સાંધવો તેના વિચારમાં વાર લાગી. ટોમ અને લીઝાનું કામ જોવા માટે ઘણા માણસો વારંવાર આવતા. તે દરેક ઉપર મારી નજર રહેતી. તંબૂની બહાર ઊભો રહી હું એ જ ધ્યાન રાખ્યા કરતો હતો, કે કોણ જોવા માટે આવે છે, કોણ આનંદ માટે આવે છે, કોણ વખત કહાડવા આવે છે, કોણ ચાર મિત્રોના આગ્રહને વશ થઇ આવે

છે, અને કોણ કાંઈ ખાસ કારણ માટે આવે છે; એવી સેંકડો બાબતો ઉપર મારી નજર રહેતી. તમે અંદર બેસી સરકસનો ખેલ જુઓ, પણ હું તો બહાર ઊભો રહીને મનુષ્યસ્વભાવના અસંખ્ય ખેલ મફત જોયા કરૂં છું. આ જોડાનું કામ રોજ જોવા આવનાર પૈકી એક સાહેબ હતા. પ્રથમ તો તેઓ અઠવાડિયામાં ત્રણ ચાર વખત આવતા. પણ પછી તો તેઓ રોજ આવતા થયા. અને ચાર રૂપિયાવાળી ખુરસી ઉપર જ બેસતા. મેં તેમની સ્થિતિ વિષે તપાસ કરી તો તે ઘણા જ શ્રીમંત હોવાનું માલમ પડ્યું. તેમની માલેકીના ચાન બે બગીચા હતા અને તેઓ કંઇ ધંધાને અંગે જ મુંબાઈ આવેલા છે એવી ખબર મને મળી. તેમનું નામ જેમ્સ ઓનર્સ હતું. તેઓ દરરોજ ખેલ જોવા આવતા, તે ઉપરથી હું ધારતો હતો કે તેઓ ફક્ત મઝા ખાતરજ રોજ જોવા આવતા હશે. પહેલાં પહેલાં તો ત્રણચાર યુરોપીઅન સ્ત્રીઓને ય સાથે લાવતા, પણ પછી તો ફક્ત એકલાજ આવતા. મને શંકા પડી પછીથી કે આ સાહેબ, ફક્ત ખેલ જોવા માટે જ દરરોજ ચાર રૂપિયા અને ત્રણ કલાક બગાડે તેમ હોઇ શકે નહિ. અને પછી તો તેમના તરફથી ફૂલના હાર લીઝા તરફ ઉછાળવા લાગ્યા, તે ઉપરથી મારી શંકા દૃઢ થઈ. હવે આ

બાબતમાં શું કરવું જોઇએ તેનો વિચાર હું કરવા લાગ્યો. વિચાર કરવાનું કારણ એ હતું, કે સરકસની સૃષ્ટિ એટલે માનવસૃષ્ટિનો જ એક નાનકડો નમૂનો; તેમાં પ્રેમદ્વેષની ઉથલપાથલો તો કાયમ ચાલ્યા જ કરતી હોય છે; પણ મુખ્ય પાત્રોમાંથી એકાદ પાત્ર બહારની દુનિયા સાથે લપટાઈ જાય, તો સરકસના નિયમિત કાર્યક્રમમાં વિક્ષેપ આવવાનો સંભવ હતો. અને એવો પ્રસંગ ન બને તેની કાળજી રાખવાની મારી પ્રાથમિક ફરજ હતી.

ઓનર્સસાહેબ મને કોઈ આવતી આફતના પૂર્વ ઓળા જેવા દેખાવા લાગ્યા. તેમનો પ્રેમ લીઝા પ્રત્યે પ્રતિદિન દૃઢ થતો જતો હતો એવો મને વહેમ હતો. ને એની ખબર ટોમને પડશે ત્યારે કેવો ગંભીર અને ભયંકર પ્રસંગ ઉપસ્થિત થશે તેની કલ્પના હું કરી શકતો નહિ. પણ મને તેનો ભય જરૂર લાગતો.

ચાર છ દિવસ હું એ ધડભાંજમાંજ હતો, અને ખેલના વખતે ઓનર્સ અને લીઝાનું નિરીક્ષણ કરતો. મને લાગ્યું કે ઓનર્સની હદ બહારની લાલસાને લીઝાએ દાદ આપી નથી. ખેલના વખતે ફૂલના હાર નાંખવા એ તો સાધારણ રિવાજ બની ગયો છે, અને તેમાં ટોમને કાંઈ માઠું લાગે તેવું

નહોતું. હવે ઓનર્સસાહેબ રોજ ખેલ જોવા આવતા અને લીઝાની સામે નજર રાખી આખો વખત બેસી રહેતા. તેઓને ખેલ જોવા આવતાં રોકવાનો મારી પાસે કંઇ ઉપાય નહોતો. કારણ કે રોજ ચાર રૂપીઆની ટિકીટ ખરીદી ખેલ જોવા આવનારને હું રોકી કેમ કરી શકું ?

પણ એક દિવસે લીઝા શેઠની મોટર માગીને દાકતરને ત્યાં જવાના બહાને બહાર ગઈ. ડ્રાઇવરને પૂછતાં મને ખબર મળી કે લીઝા ગ્રીન્સ હોટલમાં બે કલાક રોકાઇ હતી. મેં તુરત જ ટેલિફોન કરી ગ્રીન્સ હોટલમાં પૂછી જોયું કેઃ 'ઓનર્સ નામના કોઇ સાહેબ હોટલમાં રહે છે કે કેમ ?' મને હોટેલમાંથી ખબર મળી કેઃ 'હા, ઓનર્સ સાહેબ આ હોટલમાં જ રહે છે.' એ ખબર જાણીને હું ચમકી ગયો. ખરેખર, લીઝા સાહેબ પાસે જ ગયેલી ! કંઈ શક નહોતો !'

કોઈ વખતે મનમાં એમ થઈ આવતું, કે આ બાબતની ખબર શેઠને આપવી જોઇએ. પણ ઘડીકમાં વળી એમ થતું કે હાલમાં આપવાની શી જરૂર છે ? હજી વાત છેક બગડી નથી. અને હું ઉપાયની શોધમાં છું, ત્યાં સુધી અકળાવાગભરાવાની જરૂર શી છે ? પણ હવે કરવું શું ? કંઇ પણ કરવાની

તો જરૂર હતી. અને હું તેનો વિચાર કરવા લાગ્યો.

ઘણા વિચારને અંતે મેં નક્કી કર્યું કે આ સંબંધમાં લીઝાને ઈશારો કરવો એજ સારી વાત છે. આવતા અનિષ્ટને રોકવાને અને ભયંકર આફત ટાળવાને એજ સૌથી સરળ અને સલામત ઉપાય મને જણાયો. એ દરમ્યાન શુક્રવારે વિલાયતની ટપાલ આવી ગયા પછી, 'કંઈ ટપાલ છે કે નહિ' તે પૂછવા લીઝા મારી ઓફીસમાં આવી. તેણે મને પૂછ્યું. મેં કહ્યુંઃ "ટપાલ તો નથી. પણ મારે તમારૂં કામ છે, માટે બેસો."

તે બેઠી.

મારા કામથી પરવારી મેં કારકુનને કામનું કંઇ બહાનું કાઢી બહાર મોકલ્યો અને હું કંઇક બોલવાની તૈયારીમાં હતો એટલામાં જ તે બોલીઃ "મુંબાઇથી આપણો મુકામ હવે થોડાજ દિવસોમાં ઉપડવાનો છે કે શું?"

હું સહેજ હસ્યો, અને તીક્ષ્ણ નજરે તેના તરફ જોઈ બોલ્યોઃ "કેમ? મુંબાઇમાં વધુ દિવસ રોકાઇએ એવી ઇચ્છા છે?"

મારો અકલ્પિત પ્રશ્ન સાંભળતાં જ તે જરા ઝાંખી પડી જશે એમ હું ધારતો હતો, પણ તેના દેખાવમાં જરા યે ફેરફાર થયો નહિ. ફકત તેની

લાંબી પાંપણો જરા નીચે નમી. તે બોલી: "જે હશે તે હું જ્યાં જઇશ ત્યાં મારી સાથે સાથે આવશે."

"અને તારો સર્વનાશ કરશે!"

"છૂટકારો થશે આ વૈતરામાંથી."

"લીઝા, લીઝા! તારૂં મન ભ્રમિત થયું હોવાથીજ તું આમ બોલે છે. આ એોનર્સસાહેબ તારૂં શું કલ્યાણુ કરી નાંખવાના છે, તે હું સમજી શકતો નથી."

"તેઓ પોતાની સાથે મને લંકા લઇ જશે અને ત્યાં મારી સાથે લગ્ન કરશે!"

"લગ્ન ?" હું અજાયબીમાં ગરકાયો!

"હા, લગ્ન ?"

"ત્યારે ટોમ સાથે ..... ?"

લીઝા જરા હસી: "હું આજે આપને ખરી વાત કહું. હું કંઈ ટોમની પત્ની નથી. તે મને મારે ઘેરથી નસાડી લાવ્યો છે. પહેલાં તેણે કહેલું કે હું તારી સાથે લગ્ન કરીશ, પણ પાછળથી ફરી ગયો. હવે તે કબૂલ કરે છે, પણ હવે........હવે મારી મરજી નથી."

"કેમ ?"

"તે કેટલો દુષ્ટ છે તેની સમજ મને પડી

ગઇ છે અને હવે તેના પ્રત્યે મને લેશ પણ પ્રેમ રહ્યો નથી. હું તેના પંજામાંથી છૂટી શકીશ નહિ એમ તે ધારે છે, અને મને જ્યારે એમ તે સ્પષ્ટ કહે છે, ત્યારે મને થઇ આવે છે કે હું તેનું ખૂન કરી નાખું. તેનું ગમે તે થાય તેનો મને ખેદ થવાનો નથી. બિલકુલ ઢોર જેવો જ છે! તેને પત્નીની જરૂર નથી, તેને તો બજારૂ સ્ત્રીઓ જ ગમે છે! હું આપને મારી સ્થિતિની તે શું વાત કરૂં?"

તેની એ વિચિત્ર હકીકત સાંભળી હું થોડો સમય મૂંગો રહ્યો અને જરા ધીમેથી બોલ્યો: "પણ તેને આ સંબંધની ખબર પડશે, તો તે તારૂં અને ઓનર્સસાહેબનું–બંનેનું ખૂન કરશે, તે તું જાણે છે?"

"તે હું જાણું છું. પણ હવે ફક્ત એકજ દિવસ ગાળે છે. પરમ દિવસે સવારમાં તો હું ઓનર્સ-સાહેબની સાથે હોઇશ. મેનેજરસાહેબ! મારા ઉપર દયા કરી આ વાત મનમાં જ રાખજો. એક અક્ષર પણ કોઇને કાને ન જાય એટલી મહેરબાની કરજો. તમે દયાળુ છો એ હું જાણું છું. માટે જ મેં મારી સાચ્ચેસાચી વાત આપને કરી છે. અને આશા રાખું છું કે તે ત્રીજે કાને

નહિ જ જાય."

તેણે મારો હાથ જોરથી દબાવ્યો અને પછી બહાર ચાલી ગઇ.

તે વખતે મને શું થયું હશે તેની કલ્પના તમેજ કરી લ્યો. લીઝા ટોમની પરણેતર સ્ત્રી નથી એ વાત આ પહેલાં અમે કદિ જાણી કે કલ્પી નહોતી. બંને જણને એકબીજા ઉપર ખુબજ પ્રેમ છે અને તેઓ સુખી છે, એમ અમે સર્વ માનતા હતા. પણ કોઇના અંતરમાં શું સુખદુઃખ છે, તે આપણે કેમ જાણી શકીએ? મને લાગ્યું કે આ ઓનર્સસાહેબ લબાડ, લફંગો નહિ હોય અને લીઝાની ખાનાખરાબી નહિ કરે એમ શા ઉપરથી માની શકાય? અને અંતે એક સ્વાર્થી વિચાર પણ આવ્યો, કે લીઝા પરમ દિવસે ઓનર્સસાહેબ સાથે ચાલી જશે તો પછી સરકસના ખેલોમાં ગિર્દી કયાંથી થશે?

બીજે દિવસે આવા વિચારમાં આખો દિવસ હું બેચેન રહ્યો. મને લાગ્યા કરતું હતું કે લીઝાના ઇરાદાની ટોમને ખબર પડશે તો કેવો ભયંકર પ્રસંગ ઉપસ્થિત થશે તે કેમ કહી શકાય? બધાંને અંધારામાં રાખી તે ઓનર્સ સાથે સુખરૂપ ચાલી જાય તો તો જાણે ઠીક. પોતાની ખાનગી વાત જણાવી

તેણે મને ઉલટો વધુ ચિંતામાં નાંખ્યો. તે સુખપૂર્વક મુંબઇનો કિનારો છોડી જાય એમ હું અંતરથી ઇચ્છવા લાગ્યો. ને પછી લીઝાની હીલચાલની કંઇ બાતમી કે શંકા ટોમને પડી છે કે નહિ, તેની તપાસ હું કાળજીપૂર્વક રાખવા લાગ્યો. તેમનો સંબંધ હંમેશ મુજબ આનંદિત જણાતો હતો. લીઝા પણ રોજ પ્રમાણે બોલતી ચાલતી, હરતી ફરતી. કાલે સવારે આ ગામને હંમેશને માટે રામરામ કરવા છે એવો ભાવ તેના મોં ઉપર જરા પણ દેખાતો નહિ. પણ મારા મનમાં એમ થતું હતું કે આજના બે ખેલ નિર્વિઘ્ને પૂરા થાય તો ગંગા નાહ્યા!

તે દિવસે રાતના ખેલમાં બેશુમાર ગિર્દી થઈ. તમામ જગા ભરાઈ ગઈ, છતાં પ્રેક્ષકોનો ધસારો ચાલુ જ હતો. નવી ખુરશીઓ ગોઠવી આપવામાં ભારે મુશ્કેલી પડી. દરમ્યાન એક મોટા અમલદારનો સંદેશો આવ્યો કે તેમને માટે એક બોક્ષ રીઝર્વ રાખવો. તેમને જવાબ વાળવાની ફરજ મારા ઉપર આવી પડી. મેં કહાવ્યું કે 'આજે તંબૂમાં એક ઇંચ પણ જગ્યા ખાલી નથી. આવતી કાલે આપનો બંદોબસ્ત કરીશું. આજને માટે માફીની આશા છે'—એવો સંદેશો કહેવડાવતાં

મારા મનમાં થઈ આવ્યું કે આવતી કાલે તેમને ટ્રામલીઝાનું કામ જોવા મળશે? કોણ જાણે?

શરૂનું હાથીઓ ઘોડાઓનું કામ ચાલુ હતું તે દરમ્યાન મેં તંબૂમાં એક ફેરો મારી દરેક જગ્યાએ નજર નાંખી જોઇ. હંમેશના નિયમ મુજબ ઓનર્સ-સાહેબને ખુરશી પર બેઠેલા જોઇ હું જરા ચમક્યો. તેઓ આજેય ખેલ જોવા આવશે એમ હું ધારતો નહોતો.

તંબૂમાંથી સરકસના ખેલાડીઓની રાવટીમાં જઈ મેં નજર નાંખી તો બધા આનંદમાં હતા. ટામ અને લીઝા પોતાના ખેલ માટે તૈયાર હતાં. તેમને મેં "ગુડઇવનિંગ' કર્યાં. બન્નેએ પફ પાઉડર લગાવ્યાં હતાં. લીઝા ધીમેથી કંઇક બોલી અને ટામ મીઠું હસ્યો. તે મેં જોયું અને મનમાં બોલ્યો: "દેખાય છે તો ઠીક. રાત શાંતિપૂર્વક પસાર થશે ખરી."

ચાર સફેદ ઘોડાનું કામ પૂરૂં થયે શેઠ બહાર આવ્યા અને ઘોડાના તબેલા તરફ ગયા, તે મેં જોયું. પછી તંબૂની અંદરના બેન્ડ ઉપર જુદી જ ગત ચાલવા લાગી. ટ્રામલીઝાના ખંજરખેલ વખતે એ ગત ચાલતી હતી. બે ત્રણ મિનિટ નહોતી થઈ, એટલામાં તો તંબૂમાં તાળીઓનો ગડગડાટ

થયો. મેં માની લીધું કે જોડાને રંગભૂમિ ઉપર આવવાની તૈયારી થઇ. પડદો હટયો અને જોડાએ પ્રેક્ષકો સમક્ષ દેખાવ દીધો. તે વખતે મેં અંદર નજર નાંખી. લીઝા પોતાનો એક હાથ ટામના હાથમાં આપી બીજા હાથે અભિનય કરતી ધીમે ધીમે નાચી રહી હતી.

કેટલીય વખત તંબૂમાંથી તાળીઓના ગડગડાટ આવ્યા. બેન્ડની ગત બદલાઈ, કૂતરાંઓનું કામ શરૂ થયું હશે એમ મેં ધાર્યું. તે પછી ટામ એકલો જ રસીનું કામ કરતો હતો અને લીઝા તે દરમ્યાન વેશ બદલતી હતી. આ વખતે હું ટિકીટ ઓફીસમાં વકરો તપાસી રહ્યો હતો, પરંતુ મારૂં ધ્યાન તો ટામ અને લીઝાની હિલચાલ તરફજ હતું. થોડા જ વખતમાં વાજામાં બીજીજ ગત ચાલુ થઈ. તે વખતે મેં તંબૂમાં નજર નાંખી. ટામ એકલો જ રસી ઉપર કામ કરી રહ્યો હતો. હિસાબના કામથી પરવારી તંબૂમાં જઇ ઊભા રહેવાનું મેં નક્કી કર્યું હતું. ટામલીઝાનો ચમત્કારસમો ખેલ જોઈ લેવાની આ છેલ્લી જ તક હતી એ હું એકલો જ જાણતો હતો. અને એ તકનો લાભ લેવાની મારી ઇચ્છા હતી. મેં મારૂં કામ તાકીદે પૂરૂં કરવાનો પ્રયત્ન કરવા માંડયો. કારણ કે ટામનું રસીનું કામ પૂરૂં

થયા પછી એક પ્રવેશ વિદુષકનો હતો, અને તેની પાછળ જ ટોમનું નિશાનબાજીનું કામ આવતું હતું! મેં હાથમાંની ટિકીટબુક ઉતાવળે ઉતાવળે જોવા માંડી.

એટલામાં એક નોકર આવ્યો. તેણે મારા કાન આગળ મોં રાખી ધીમેથી કહ્યું: "લીઝાબાઇએ કહાવ્યું છે કે હાથમાંનું કામ પડતું મૂકી એકદમ અંદર આવો."

હું સહેજ ચમકયો અને પૂછ્યું: "કેમ, શું છે?"

"મને શી ખબર? આપને તુરત બોલાવ્યા છે એ હું જાણું." સમાચાર મને ભયજનક લાગ્યા.

"ઠીક છે, કહે કે હમણાં આવું છું." આવેલા નોકર સાથે એ મુજબનો સંદેશો કહાવી હું મારૂં કામ પૂરૂં કરવાની ઉતાવળમાં પડયો. તે કામ પૂરૂં કરવામાં પાંચ છ મિનિટ નીકળી ગઇ.

પાછળના દરવાજેથી અંદરના ભાગમાં જઇ મેં જોયું તો લીઝા આગળના કામને માટે કપડાં બદલવાને બદલે મોં ઉપરનો રંગ ધોતી હતી. મને જોતાં જ તે ગભરાતી ગભરાતી બોલી: "કેટલું મોડું કર્યું? એકેએક ક્ષણ કીમતી છે."

"એટલે?"

"ગમે તેમ કરી કોઇને ખબર ન પડે એવી

રીતે ઓનર્સસાહેબને ખબર આપો કે તેઓ પોતાની મોટર આગળ આવી રહે. હું જઇને તેમની મોટરમાં બેસું છું.”

“પણ આજનો ખેલ ?”

“હવે ખેલ કેવો ?”

“પણ થયું શું ?”

“મોતના સોદા ! હવે એકદમ ભાગવું જોઇએ.”

“પણ છે શું ?”

“મને લાગે છે કે ટોમને ખબર પડી ગઈ છે. અમારો પહેલો ખેલ પૂરો કરી અમે અંદર આવ્યા તે વખતે તે કંઈ વિચિત્ર જ રીતે મારી સાથે બોલ્યો. બોલતાં બોલતાં તેણે મારો હાથ નિર્દયતા-પૂર્વક દબાવ્યો, અને મારા તરફ એવી ભયંકર નજરે જોયું કે ન પૂછો વાત ! મારી ખાત્રી થઈ ગઈ છે કે તેને બધી વાતની ખબર પડી ગઈ છે. મને બીક લાગે છે કે તે હમણાં જ મારો ઘાત કરશે. મહેરબાની કરો, અને ઓનર્સસાહેબને તાકીદે ખબર આપો.”

એટલું બોલી તેણે મને ધકેલ્યો.

હું ત્યાંથી તરત જ તંબૂમાં ગયો.

આફતે આલા ! ઓ પ્રભુ ! શિવ શિવ ! લીઝા ભાગી જાય એટલે સરકસના પ્રાણુરૂપ ખરા ખેલનું

કામ અટકી પડે. પ્રેક્ષકો આગળ શી રીતે મોં બતાવવું, ને ખેલ અટકવાને લગતું કારણ કેવું આપવું એ ગભરામણ મારા મનમાં ઊભી થઇ.

એ વાત ભાષણ રૂપે કહેવાની ફરજ મારા પર જ હતી. હું મનમાં ને મનમાં જ તે ભાષણની વાકયરચના ગોઠવવા લાગ્યો..........

"લીઝાની તબિયત એકાએક બગડવાથી આપને નિરાશ કરવા પડયા છે, એ માટે લીઝાબાઈ તથા હું આપની માફી ઇચ્છીએ છીએ......"

તંબૂના દરવાજા આગળ હું જઇ પહોંચ્યો તે વખતે ટોમનું રસીનું કામ પૂરું થયું હતું. તાળી-ઓનો ગડગડાટ થયો. ટોમ દોડતો અંદર ચાલી ગયો. તે અંદરના ભાગમાં જ ગયો હોવો જોઇએ. મેં આંખો મીંચી, અને મનમાં બોલ્યોઃ "લીઝા નાસી છૂટી હોય તો તો સારૂં!"

પ્રેક્ષકોની ગિર્દીમાંથી પરાણે જગ્યા કરી હું ઓનસં-સાહેબની ખુરશી આગળ ગયો. જોયું, તો ખુરશી ખાલી!

હું મારા મન સાથે વિચાર કરવા લાગ્યો કે ઓનર્સસાહેબને ખબર કેવી રીતે મળી? તંબૂમાં ચારે બાજુ નજર નાંખી, પણ તેઓ દેખાયા નહિ! તેઓ પોતાની મોટર આગળ તો નહિ ગયા હોય? મારા કહ્યા સિવાય તેમને લીઝા ઉપરના સંકટની

ખબર મનોગન પડી ગઇ કે શું? ટેલિપથીનો પ્રયોગ અત્રેજ થઈ ગયો કે શું?

હશે, જે થયું તે સારૂંજ થયું......

મારી આંખો ઓનર્સસાહેબને શોધી રહી હતી.

વિદૂષકનો પ્રવેશ પૂરો થઇ ગયો. પ્રેક્ષકોમાં હાસ્યનું આવેલું પૂર ઓસર્યું હતું. બેન્ડ ઉપર નાચગીત વાગવા લાગ્યું. પ્રેક્ષકો ઉત્સુકતાથી સ્તબ્ધ બન્યા. હવે ટોમ અને લીઝાનું ખરૂં કામ આવશે એવું સર્વ જાણતા હતા, પણ તે આજે થવાનું નથી એ હું.........હું એકલો જ જાણતો હતો! તે ક્ષણ મને જીવનમાં ભારે કટોકટી રૂપ લાગવા માંડી.

બે ત્રણ મિનિટ રાહ જોવી અને ટોમલીઝા રંગભૂમિ પર ન આવે તો અગાઉ નક્કી કર્યા મુજબનું ટૂંક વ્યાખ્યાન પ્રેક્ષકો આગળ આપવું એવી તૈયારીમાં હું ઊભો હતો.

એ દરમ્યાન ધડકતે અંતઃકરણે મેં મારી ઘડિયાળના સેકન્ડકાંટા તરફ જેવું ધ્યાન આપ્યું, તેવું ધ્યાન જીંદગીમાં તે પૂર્વે કદી પણ આપ્યું નહોતું!

એક મિનિટ થઇ, બે મિનિટ થઇ, અઢી થઇ. શાંત બનેલા પ્રેક્ષકો આપસઆપસમાં

ગણુગણુવા લાગ્યા. ત્રીજી મિનિટ પણ પૂરી થઈ ગઇ.

રંગભૂમિ તરફ જવા મેં મારા પગ ઉપાડયા. પણ એટલામાં તો આશ્ચર્ય જેવો જ બનાવ બન્યો! ટોમ અને લીઝા હાથમાં હાથ મેળવી પ્રસન્ન વદને નાચતાં નાચતાં રંગભૂમિ પર આવ્યાં! બન્નેના મોં ઉપર હંમેશ મુજબનું પ્રસન્નહાસ્ય રમતું હતુ! તેઓ રોજના નિયમ પ્રમાણે એક-બીજાના શરીરને ભેટી બેન્ડના તાલ ઉપર નાચી રહ્યાં હતાં. રોજના ક્રમમાં આજે કંઈ પણ ફરક નહોતો!

નહોતો?

કેમ? એક મોટો ફરક હતો, પણ તે સામાન્ય પ્રેક્ષકોના ધ્યાનમાં આવે તેવો નહોતો. પણ તે મારા ધ્યાન બહાર રહે એ બને જ કેમ?

લીઝાએ આ ખેલના ખાસ પોશાકને બદલે આગલા પ્રવેશની ચડ્ડી જ પહેરેલી હતી. અને એજ પ્રવેશના તંગ મોજાં તેના પગ ઉપર હતાં અને મોં ઉપરનો ગુલાબી રંગ લૂછી નાંખેલો દેખાતો હતો!

કદાચ તેને ભાગી જતી પકડી ખેંચીતાણી રંગભૂમિ પર ટોમ લાવ્યો હોય! હા!......અને એવું હોવા છતાં લીઝા હસતી હતી!

મનમાં ને મનમાં લીઝાના નિર્ભયપણાની સ્તુતિ અને પ્રશંસા હું કરવા લાગ્યો. વળી એમ પણ થઈ આવતું કે એ નિર્ભયતા હશે, કે પછી શિકારીની જાળમાં સપડાયેલા સાવજની શરણાગતિ હશે ?

મારી નજર એકાએક ઓનર્સસાહેબની ખુરસી તરફ ગઈ. તે સાહેબ પાછા આવી પોતાની ખુરસી ઉપર બેસવાની તૈયારીમાં હતા !

તેઓ તંબૂ બહાર કેમ ગયા હશે, કોણ જાણે ? કદાચ સોડા લેમન પીવા પણ બહાર ગયા હોય ! એની સીધીસાદી વાત આગલી વખતે મારા ધ્યાનમાં કેમ આવી શકી નહિ તેનું મને આશ્ચર્ય થવા લાગ્યું.

ઓનર્સ, ટોમ અને લીઝા એ ત્રણ પાત્રો જાણે પ્રેમની રંગભૂમિ ઉપર કામ કરી રહ્યાં હતાં ! ઘડી પછી શું થશે તેની કલ્પના હું કરી શકતો નહોતો. તંબૂમાં બેઠેલા હજારો પ્રેક્ષકો પૈકી હું એકલોજ ઘડી પછી આવનારી આફતને વિષે ચિંતા કરી રહ્યો હતો. રંગભૂમિ ઉપર થતા હાવભાવ તરફ—હાવભાવ શાનો ?—વિલક્ષણ નાટક તરફ નજર રાખી હું ત્યાંજ ઊભો હતો !

ટોમ અને લીઝાનો નાચ પૂરો થવા આવ્યો.

બન્ને જણનાં મોં ઉપરથી આનંદ અદશ્ય થઇ ગયો. પહેલાંનો ગંભીર અસંતોષ દેખાવા લાગ્યો. જાણે કાંઈ અણબનાવ થયો હોય તેમ એક બીજાનો હાથ તરછોડી છૂટાં થઈ ગયાં. લીઝાને મનાવી લેવા માટે ટોમ હાથ અને આંખની ઇશારતથી વિનવવા અને સમજાવવા લાગ્યો, પણ તેનો તો ગુસ્સો વધતો જ ગયો. તે જોઈ ટોમે પોતાના મોં પર એવો ભયંકર ભાવ ઉત્પન્ન કર્યો, કે તેવો આજ સુધીમાં કદી પણ મારા કે પ્રેક્ષકોના જોવામાં આવેલો નહિ! પ્રવેશમાં હંમેશ તો બંને જણાં મૂગે મોઢે કામ કરતાં હતાં, પણ તે નિયમ ભૂલી લીઝા એકાએક ગુંગળાતે સ્વરે બોલી ઉઠી: "ઓ...ઓ! આવી ક્રુર નજરે ન જુઓ." એ જોડાનું આ કામ જે પ્રેક્ષકોએ અગાઉ જોયું હતું, તેઓ લીઝાના આ શબ્દોથી આશ્ચર્ય જ પામ્યા!

ટોમ હસ્યો. તેનું એ હાસ્ય પણ આજે નવીનજ હતું!

એ એકેએક હીલચાલ મને ચમત્કારિક નહિ પણ ભયપ્રદ લાગવા માંડી. કોઇ અનિષ્ટ બનાવ બની જાય તો મારે શી તૈયારીઓ રાખવી જોઇએ તેનો વિચાર હું કરી રહ્યો હતો. સામી બાજુએ અમારા શેઠ ઊભા હતા, તેમને ઇશારત

કરી મેં મારી પાસે બોલાવ્યા.

એટલામાં ટોમ હસ્યો, અને બીજી જ ક્ષણે રાબેતા મુજબ લીઝા ઉપર તરાપ મારી તેને પકડી ખેંચી આણી ઊભા કરેલા એક ઉંચા પાટિયા સાથે ઊભી રાખી. નિયમ મુજબ તે ત્યાંથી પંદર વીશ ફૂટના અંતર ઉપર ઊભો રહ્યો, અને ખિસ્સામાંથી પિસ્તોલ બહાર કાઢી લીઝા સામે તાકી. પણ તે સમયનો દેખાવ લીઝા રોજ કરતા ઉલટે જ રૂપે જોઇ શકી! કારણ કે પોતાની જગ્યાએ ઊભી રહી તે નિત્ય નિયમ મુજબ મદદ માટે બોલી શકી નહિ! તેને બદલે–"અરેરે, હવે આ મારો જીવ લેશે! ઓનર્સ! જીમ!" એમ બૂમ પાડતી તે એ પાટિયા આગળથી કૂદી ઓનર્સની ખુરશી તરફ દોડી ગઈ.

દરરોજના પ્રયોગમાં તો તેની મદદની બૂમ સાંભળી વિદુષક આશ્ચર્યચકિત ભાવે રંગભૂમિ ઉપર દોડી આવતો; પણ આજની તેની બૂમ અને પાટિયા આગળથી દોડી જવાનો સબબ તે સમજી જ શક્યો નહિ!

પ્રેક્ષકોને પણ એ વખતે મનમાં શંકા ઉત્પન્ન થવા લાગી, કે આ કંઇ અભિનય નથી. કોઇ પણ જાતનો અકલ્પિત અને

નવો જ પ્રસંગ બની જશે !

હું અને શેઠ રંગભૂમિ તરફ જવા લાગ્યા, પણ અમે પગ ઉપાડયા ન ઉપાડયા એટલામાં...... વિજળીને વેગે જ થનારો બનાવ બની ગયો !

લીઝાની ચીકિયારી સાંભળતાં જ જેમ્સ ઓનર્સ સાહેબ ખુરસીમાંથી એકદમ ઊભા થઇ ગયા અને છલંગ મારી કઠેરો કૂદી રંગભૂમિ તરફ દોડી ગયા, ને ટોમ ઊભો હતો તે તરફ ત્વરિત વેગે ધસી જઇ તેના હાથમાંની પિસ્તોલ છીનવી લેવાનો પ્રયત્ન કર્યો.

પણ ટોમે તો ચપળતાપૂર્વક ત્યાંથી ખસી જઇ તેની જ સામે પિસ્તોલ તાકી. બાજુમાં પડેલી એક ખાલી ખુરસી ઓનર્સસાહેબે ઊંચકી ટોમના ઉપર ફેંકી. પણ તેમનો એ દાવ પોતે ખસી જઇ નકામો કરી ને ખડખડાટ હસી પડયો !

બીજીજ ક્ષણે "ઢૂમ, ઢૂમ, ઢૂમ !" એમ પિસ્તોલના ત્રણ અવાજ થયા. તત્ક્ષણ ઓનર્સસાહેબ જમીન ઉપર તૂટી પડયા. તેમના ગળા અને છાતીમાંથી રકતનો પ્રવાહ વહેવા માંડયો !

તંબૂમાં ન સમજાય તેવો શોરબકોર અને ઘોંઘાટ ઝામી પડયાં. સ્ત્રીબાળકોની ચિચિયારી અને પુરૂષવર્ગની પકડો ! પકડો !ની બૂમો પડવા

લાગી. આખા તંબૂમાં નાસભાગ અને અવ્યવસ્થા વ્યાપી ગયાં.

ઓનર્સસાહેબ નિશ્ચેતન બની જમીન ઉપર પડ્યા કે, ટોમે લીઝા તરફ નજર કરી. લીઝાની કીકિયારી અને પિસ્તોલ ફૂટયાનો અવાજ એકદમ સાથે જ સંભળાયાં !

વિજળીને વેગે એ ભયંકર પ્રસંગ બની ગયો. અમે સર્વ આભા અને સ્થંભિત બની ગયા હતા. શું કરવું જોઇએ તે કોઇથી સમજાતું નહોતું. વિફરેલા મામલાને કાબૂમાં લાવવાનો વિચાર હું કરી રહ્યો હતો, પણ એટલામાં પિસ્તોલનો ફરીથી અવાજ થયો અને ટોમ પોતે ય જમીન ઉપર પટકાઈ પડ્યો !

એ વખતે તંબૂમાં વ્યાપેલો હાહાકાર અને તેમાં વળી પોલીસની દખલ, પછી થયેલું પંચનામું, સ્ટેટમેન્ટો અને કોર્ટકચેરીના ત્રાસનું વર્ણન કરવાની મારામાં તાકાત નથી !

બસ, અહીં મારી વાર્તા પૂર્ણ થઇ. તે ભયંકર રાતે ટોમે મીણબત્તીઓને બદલે ત્રણ પ્રાણજ્યોતિ બૂઝાવી નાંખી. એ તેનો અંતિમ ખેલ હતો !—કોઇ કલ્પિત પ્રેમકથાનો જાણે પ્રસંગ બની ગયો હતો !

પણ તમારી કથાસૃષ્ટિનાં પાત્રોના પ્રેમ-દ્વેષ કરતાં આ વાર્તાનાં પાત્રોનાં મનોવિકાર કેટલાં

અધિક ઝનૂની, કેવાં ભયંકર અને કેવા વંટોળિયા જેવાં? કેમ, શું ધારો છો?"

"ખરેખર!" મેં કહ્યું.

સાચું પૂછો તો મેં તેમની પાસે જે હકીકત સાંભળી તેના વિચારમાં હું સ્તબ્ધ જેવોજ બની ગયો હતો અને દિવસના તો શું, પણ તે રાતે સ્વપ્નામાં પણ એના એ જ વિચારો મને આવ્યા હતા!

કેટલાય દિવસો સુધી ટોમ અને લીઝાનું નામ મારી જીભના ટેરવા ઉપર રમ્યા કર્યું. હું વારંવાર મનમાં ગણગણ્યા કરતો: "ટોમ! ........લીઝા!"

અને પછીથી હવે જ્યારે જ્યારે કોઇ સરકસ જોવા જાઉં છું ત્યારે ત્યારે મારી નજર સમક્ષ ટોમ અને લીઝાની આકૃતિ જ નાચ કરતી દેખાય છે!

પ્રેમ કે પ્રેમનો ઉન્માદ?–શાનું એ ત્રિશૂળ, જેણે ત્રણ ત્રણ પ્રાણ હર્યાં!



'ઇન્દુ તું હાલમાં શું કરે છે?'

'દરજીનો દીકરો જીવે ત્યાં સુધી શીવે. શું કરે? વળી કામકાજસ્તો!' ઇન્દુકરે જવાબ દીધો.

દવાખાનું બંધ કરી કંટાળેલા મગજને આરામ આપવા માટે હું ફરવા જવાનો વિચાર કરતો હતો, એટલામાં મને ઇન્દુકર સાંભર્યો. તરત મન થયું કે ઘણા દિવસ થયા હું એને મળ્યો નથી, માટે લાવ, મળી આવું. ભૈયાને કૂંચી ઘેર આપી દેવા કહી હું ગીરગામ તરફ વળ્યો, અને ઇન્દુકરના ઘર આગળ જઈ પહોંચ્યો. ઘરમાં પ્રવેશ કરી તરત જ મેં ઉપલો સવાલ ઇન્દુકરને પૂછ્યો. એ વખતે ઇન્દુકર પોતાની આરામખુરશીમાં પડ્યો પડ્યો વિચારમાં ગૂંથાયો હતો. ઇન્દુકરની એ

અજાયબીભરેલી આરામખુરસીમાં જાણે કંઇક દૈવત હતું. એ ખુરસી પર બેઠાંબેઠાં એણે ભલભલા મામલાઓનો નિકાલ કરી નાખ્યો હતો, અને મોટા મોટા ગુંચવાડાભરેલા ભેદ ઉકેલ્યા હતા. મેં ઉપલો પ્રશ્ન કરતાં જ વિચારનિદ્રામાંથી ઇન્દુકર ઝબકીને જાગ્યો અને તેણે મને ઉપર લખ્યો જવાબ દીધો.

'તેમાં તું શું નવું કહે છે? પણ......"

ઇન્દુકરે આંગળીથી બતાવેલી ખુરસી પર બેઠો બેઠો હું બોલવા લાગ્યો, પણ હું મારું વાક્ય પૂરું કરું તે પહેલાં તો ઇન્દુકર ઊઠયો, પોતાના ટેબલનું ખાનું ચાવીથી ઉઘાડયું અને એક ભૂરું કવર કાઢી એણે મારા હાથમાં મૂકયું. સાથે કહ્યું: 'આનો ભેદ ઉકેલું છું!'

'એનો ભેદ? જોઉં, એમાં શું છે?'

પાકીટ ફોડેલું હતું અને તેમાં એક કાગળ હતો. મેં તે કાગળ ખેંચી કાઢયો અને તેની ઘડી ઉકેલી તપાસ્યું કે અંદર શું લખાણ છે? આશ્ચર્ય અને અજાયબી સાથે મેં જોયું કે કાગળ તદ્દન કોરો જ હતો!

'આ તો કોરો છે. એમાં શું ભેદ?' મેં અજાયબી પામીને કહ્યું.

'તે જ ખૂબી છે ને! કોરા કાગળનો જ ભેદ

ઉકેલવાનો છે. લખેલા કાગળનો ભેદ ઉકેલવાનો હોય તો મારામાં ને તારામાં ફેર શું? ડિટેક્ટીવ ને સાધારણ માણસમાં ફેર શો?'

હું એના સામું તાકીને જોઈ રહ્યો. પછી થોડી વારે મેં એને પૂછ્યું: 'ત્યારે એનો ભેદ તેં ઉકેલ્યો? કહે, એમાં શું રહસ્ય છે?'

'રહસ્ય મને તો બહુ જ સાદું જણાય છે, પણ તે પૂરેપૂરું ઉકલ્યું નહિ હોવાથી હાલ હું તને ન કહી શકું. વારુ. ચાલ, ફરવા આવે છે?'

'ક્યાં જઈશું?'

'ચોપાટી. હું વિચાર કરી કરીને થાકી ગયો છું. જરા લહેર મારી આવીએ. ને આનું રહસ્ય તો એક બે દિવસમાં પૂરું ખૂલતાં જ હું તને એ વિષે પૂરેપૂરી માહિતી આપીશ. તે વિષે નિશ્ચિંત રહેજે.'

*

ત્યાર પછી એક અઠવાડિયું રહી ઇન્દુકર મારે દવાખાને આવ્યો.

'કેમ, મનહર! પેલા કોરા કાગળનો ભેદ જાણવો છે કે? આજે સાંજે મારે ઘેર આવજે. એ વાતો પૂરેપૂરી તારા જાણવામાં આવશે.'

તે દિવસે સાંજ પડતાં જ હું એને ત્યાં ગયો.

તે વખતે ત્યાં આશરે ત્રીસેક વરસનો સ્હેજ દેખાવડો, ઘઉંવર્ણો, એક માણસ બેઠેલો હતો. તેની મુખમુદ્રા શાંત હતી. અને તે બહુ સાદો ભલો યુવાન દેખાતો હતો. તેના ચહેરા પર નિર્દોષ આનંદની છાયા પથરાયેલી હતી. એણે ફકત એક પહેરણ પહેરેલું હતું, ને પગમાં પાવડીઓ હતી.

ઇન્દુકર આરામખુરશી પર બેઠેલો હતો. આ યુવાન જમીન પર પાથરેલી ગાદી પર બેઠો હતો. મેં પાટલૂન પહેરેલું હોવાથી જમીન પર બેસતાં ન ફાવે એથી હું સાદી ખુરશી પર બેઠો.

ઇન્દુકરે અમને બેને એકબીજાને ઓળખાવ્યા: 'મી. મનહરલાલ કેશવલાલ શેઠ, એમ. બી. બી. એસ. ડોકટર અને મી. શાન્તિલાલ ઠાકોરદાસ રાણા, બી. એ. માસ્તર.'

મેં મી. રાણાને કહ્યું: 'હું આપની ઓળખાણ થવાથી બહુ આનંદ પામ્યો છું.'

મી. રાણાએ સ્મિત કરતાં માથું હલાવ્યું.

ઇન્દુકરે શરૂ કર્યું: 'મી. રાણા, તમારે તમારા પર આવેલા આ કોરા કાગળનો ભેદ જાણવો છે? મારા મિત્ર ડો. શેઠ પણ એ રહસ્ય જાણવાને ઉત્સુક છે. માટે તમારે ફરીથી તમારી વાત શરૂ કરવી. તમે તે કરો તે પૂર્વે,

મનહર, મારે તને જણાવવું જોઇએ કે મી. રાણા ગીરગામમાં આવેલી એક સ્કુલમાં માસ્તર છે, અને આ પાસેની ચાલમાં રહે છે. ચાલો, હવે મી. રાણા, તમે પહેલેથી તમારી વાત બરાબર કહો.'

મોં મલકાવતાં રાણાએ કહ્યું: 'ઇન્દુભાઇ, મારી વાતમાં એવું તે શું કહેવાનું છે? સાદી-સીધી વાત છે. ગયાના આગલા શુક્રવારે સવારે, આગલી રાતે પરીક્ષાના પેપરો તપાસવાના હોવાથી મોડો સૂતેલો, તેથી હું અસુરો ઊઠયો. હું ઊઠયો ત્યારે લગભગ સાડા આઠ વાગ્યા હતા. હું દાતણ કરી રહ્યો, તેવો જ ટપાલી આવ્યો અને મને મારી ટપાલ આપી. તેમાં મારા બાપાનો અમદાવાદથી આવેલો એક પત્ર હતો. બીજું એક માસિક હતું અને ત્રીજું આ ભૂરૂં પાકીટ હતું. પાકીટ પરના અક્ષર મને તદ્દન અપરિચિત લાગ્યા. મારા બાપાનો પત્ર વાંચી, માસિક પત્ર ફોડી તેની અનુક્ર-મણિકા તથા ચિત્રો ઉપર ઊડતી નજર નાંખી ગયા બાદ, મેં આ ભૂરૂં પાકીટ ફોડયું. પાકીટ ફોડીને કાગળ કાઢયો. ઘડી ઉકેલીને જોઉં છું તો કાગળ તદ્દન કોરો જ હતો! હું વિચારમાં પડયો કે મારી આવી મશ્કરી કોણે કરી હશે? એપ્રિલ મહિનો

ચાલતો હોત તો નિશાળના કોઈ અટકચાળા છોક-
રાનું કામ ધારત. એ કાગળથી મને કાંઈ નુકસાન
થાય તેમ તો નહોતું જ, છતાં એનું રહસ્ય ઉકે-
લવા માટે હું તમારી પાસે તરત આવ્યો, ને એ
કામ મેં તમને સોંપ્યું. પછી તેનો તમે શું નીવેડો
લાવ્યા, તે તમે જાણો.'

મી. રાણાએ પોતાની વાત પૂરી કરી.

'એનો નીવેડો ? એનો નીવેડો તમને તમારી
નોકરીની ધુંસરીમાંથી છોડાવી સમૃદ્ધિના શિખરે
પહોંચાડવા સમર્થ છે, જો તમારી પોતાની ઇચ્છા
હોય તો !' ઇન્દુકરે કહ્યું.

'હેં ! શું કહો છો ?' હું ને મી. રાણા સાથેજ
બોલી ઊઠયા: 'કોરા કાગળના કટકામાં એવો
તે શું ભેદ છે ?'

ઇન્દુકરે સ્હેજ સ્મિત કર્યું: ' મી. રાણા,
શરૂઆતમાં તમે મને એટલી ઓછી હકીકત આપી
ગયા હતા કે મને પોતાનેજ હું ભેદ ખોલી
શકયો તેનું આશ્ચર્ય લાગે છે. ખરેખર, એ ત્રણ
વિરલ સંજોગો બની આવ્યા ન હોત તો હું આ
ભેદ ઉકેલી શકત કે કેમ તે એક સવાલ જ છે.
મને માત્ર એક કોરા કાગળવાળું ભૂરૂં પરબીડિયું જ
આપવામાં આવ્યું હતું. એટલા પરથી જ મારે

બધી શોધ કરવાની હતી. જુઓ, હવે મને ભેદ જડ્યો તે. તમે પરબીડિયાને છેડે શ્રી કૃષ્ણની એક નાનીશી છબી જોશો. એ નાનકડી છબી શું બતાવે છે તે ખબર છે? એ છબી એક એનવેલપ ફૅક્ટરીનો ટ્રેડમાર્ક છે. અર્થાત એટલું સ્પષ્ટ માલમ પડે છે કે આ પરબીડિયું શ્રીકૃષ્ણ એનવેલપ વર્ક્સ નામના કારખાનામાં બનેલું છે અને તેથી સ્વદેશી છે. આ એક વાત થઇ. પણ એનું પરિ-ણામ જુઓ. મારા મનમાં તરત વિચાર આવ્યો કે શ્રી કૃષ્ણ એનવેલપ વર્ક્સ પૂનામાં આવેલ છે. એટલે એનો માલ ઘણોખરો પૂનામાંજ વેચાય. આપણા દેશની ફૅક્ટરીઓ એટલો બધો ઓછો માલ કાઢે છે કે ઘણી વાર તેમના શહેરની બહાર તે જતો નથી. પરિણામે મેં ધાર્યું કે આ પરબીડિયાનો વાપરનાર બનતાં સુધી કોઇક દક્ષિણી હોવો જોઇએ. આ મુદ્દો મને અગત્યનો મળ્યો એ ખરું. પણ એનાથી વધારે અગત્યનો મુદ્દો તો મને ટિકીટે આપ્યો.'

'પોસ્ટલ ટિકીટે?' મેં પૂછ્યું. મેં પરબીડિયા તરફ જોયું તો તેના પર બિલકુલ ટિકીટ જ નહોતી.

'હા, પોસ્ટલ ટિકીટે. હું વિચારમાં ગૂંથાયો હતો તે વખતે મારો હાથ પાકીટ પાસે રમ્યા

કરતો હતો. આમ રમતાં રમતાં અચાનક મારા હાથે પાકીટ પરની ટિકીટ ઉખેડવા યત્ન કર્યો. ટિકીટ બરાબર ચોંટેલી નહોતી અને હાથે સ્હેજ યત્ન કરતાં ઉખડી આવી. ટિકીટ ઉખડી જતાં જ મારી નજર તેના પર પડી. અને મેં જોયું કે ટિકીટની પાછળ કંઇક અક્ષરો હતા. સ્હેજ વિચાર કરતાં તરત જ માલમ પડ્યું કે એ ટિકીટ કોઇ બીજે સ્થળેથી ઉખેડીને અહીં ચોડવામાં આવી હતી. ટપાલ ઓફિસમાંથી ખરીદેલી ન હતી. એટલે આ પરબીડિયું મોકલનારે ખરીદેલી નહોતી. ટિકીટ જલદી ઉખડી આવી તેનું કારણ પણ એ જ કે ટિકીટની પછવાડે પેલા અક્ષરોવાળું કાગળનું એક આછું પડ ચોંટેલું હતું. અને તેથી ગુંદર બરાબર લાગેલો નહિ. મને અક્ષરો જણાતાં જ મેં તે વાંચવાને કોશિષ કરી, કારણ મને તરત લાગ્યું કે કંઇ બહુ જ અગત્યનો મુદ્દો હાથ લાગ્યો છે. મેં વિચાર્યું કે આ ટિકીટ ઉખડેલી તે કંઈ સાદા કાર્ડ કે પાકીટ પરથી ઉખડેલી નથી, પણ છાપેલા અક્ષર જણાય છે. માટે કોઈ માસિક પત્ર કે ન્યુસ પેપર પરથી જ લીધી હોય. તેમાં પણ માસિક પત્ર તો આસપાસ વીંટાળવાનો કાગળ ખાસ મોટો રાખી તે પર મારે

સ્થળે જ ટિકીટ મારે છે. પણ છાપાંવાળાઓ ઘણી વાર એક દોરીનો ટૂકડો વીંટાળી નામ ને સરનામાની છાપેલી ચિઠ્ઠી ચોઢીને ટિકીટ પોતાના છાપા પર જ ચોડે છે. આથી કેટલીક વાર, ઝડપમાં, છાપેલા ભાગ પર પણ ટિકીટ ચોંટી જાય છે. આથી ટિકીટ કોઈ છાપા પરથી જ કાઢેલી એમ નક્કી થયું. વળી અક્ષરો પારખતાં મરાઠી જણાયા અને મહામહેનતે તે વાંચીને લખી લીધા. બાદ હું લાયબ્રેરી તરફ દોડયો.'

ઈન્દુકર અહીં સ્હેજ અટકયો. આનંદનો પ્રકાશ તેના નેત્રોમાં ચળકી રહ્યો હતો.

'લાયબ્રેરીમાં જઈને એક તો પેલા અક્ષરો કયાં મળી આવે છે તેની તપાસ કરી. મરાઠી છાપાં તપાસતાં એ અક્ષરો એક જાહેરખબરના છે એમ માલમ પડયું. મેં તરત જોયુ કે કેસરીમાં એવે સ્થળેજ ટિકીટો ચોડવામાં આવતી હતી, કારણ 'કેસરી'ની જે કોપી આ લાયબ્રેરીમાં હતી તે કોપી પરની ટિકીટ પણ એ જાહેરખબરની લગોલગજ ચોડેલી હતી. આ પ્રમાણે ટિકીટ કયા છાપાં પરથી લેવામાં આવી હતી તે તો નકકી થયું. લાયબ્રેરીમાં ગયા તો લાવો, જરા છાપાં વાંચતા જઈએ—એવી ઇચ્છાથી હું જરા

બેઠો અને ગુજરાતી છાપાં પર દૃષ્ટિ ફેરવવા લાગ્યો. નજર ફેરવતાં ફેરવતાં 'ગુજરાતી' પત્રમાંના એક ફકરા તરફ મારૂં ધ્યાન ખેંચાયું, કારણ તેમાં મી૦ રાણાનું નામ લખેલું હતું !'

'મારૂં નામ ?' મી૦ રાણા અજાયબીથી બોલી ઊઠયા.

'હા. તમારૂં નામ. મેં એ ફકરો વાંચ્યો ત્યારે પહેલાં તો મને તમારા પર એવી વાત છૂપાવવા માટે સ્હેજ ક્રોધ આવ્યો, પણ પછીથી તે તરત ઊતરી ગયો.'

'હાં, હાં ! પેલા મોટર અકસ્માતની વાત.' મી૦ રાણાને યાદ આવવાથી તે બોલ્યા.

'બરાબર, સેન્ડહર્સ્ટ રોડના નાકા આગળ એક બુઢ્ઢા દક્ષિણીને મોટર તળે છૂંદાઇ જતો તમે બચાવી લીધો હતો. અને તે પણ કેવી અદ્-ભુત રીતે તથા જાનના જોખમે, એ વાતનું વર્ણન તેમાં આપ્યું હતું. એ દક્ષિણીનું નામ પણ તેમાં હતું: શ્રીધર સદાશિવ ફડકે.'

'મને કંઈ નામની ખબર નથી. માત્ર એટલુંજ બન્યું હતું, કે એ બુઢ્ઢો દક્ષિણી મોટર તળે આવી જતો હતો તે જોતાંજ એક ફલંગ મારી મેં તેને ખેંચી લીધો. એક પળનો પણ

તેમાં વિલંબ થયો હોત તો હું ને એ દક્ષિણી બંને છૂંદાઈ મરત. મોટરકાર—કે મોટો કાળ—ના પંજામાંથી છૂટતાંજ એ દક્ષિણી સાવધ થયો. મારૂં નામઠામ પૂછ્યું અને હું એને કંઈ પૂછું, તે પૂર્વે તો કોણ જાણે ક્યાંયે દોડી જઈને એ અદૃશ્ય થઈ ગયો! મને તો એ બહુ ધૂતી લાગ્યો.' મી૦ રાણાએ પોતાંનાં બિલ્કુલ વખાણ કર્યા શિવાય પોતાનું એક અદ્‌ભુત કાર્ય વર્ણવી બતાવ્યું.

'લાયબ્રેરીમાં આમ મને બે ત્રણ ખબર મળી. મારો આટલો તો નિશ્ચય થઈ જ ગયેલો હતો કે પરબીડિયું દક્ષિણીએ નાખ્યું હતું. તેનાં કારણો મેં જણાવ્યાં છે. વધારામાં પરબીડિયા પરની પોસ્ટની છાપ જોઈને મેં જોયું કે કાલબાદેવી પોસ્ટ ઓફિસમાં તે નાખવામાં આવેલું હતું. તે ઓફિસની ચોકખી છાપ તેના પર હતી. આ પ્રમાણે કાલબાદેવી રોડ પર રહેતા કોઈ દક્ષિણીએ પરબીડિયું ટપાલમાં નાંખ્યું હતું એટલું નકકી થયું. પછી મેં શું કર્યું તે જાણો છો?' ઈન્દુકરે અમને પૂછ્યું.

અમે તો જોઈ જ રહ્યા.

'મેં 'કેસરી'ના અધિપતિને પૂછાવ્યું કે કાલ-

બાદેવી રોડ પર શ્રીધર સદાશિવ ફડકે નામનો કોઇ તમારો ગ્રાહક છે કે કેમ? અને હોય તો તેનું પૂરૂં શિરનામું છે!' મારૂં નામ જરા પ્રખ્યાત હોવાથી મી. કેળકરે બિલકુલ આનાકાની વગર મને જવાબ આપ્યો. અને તે એ, કે એ નામનો તેમનો ગ્રાહક 'શ્રીધર મેનશન્સ' નામના બિલ્ડીંગમાં કાલબાદેવી રોડ પર રહેતો હતો. બસ, એટલી હકીકત પૂરતી હતી. જાણીતા રેલ્વે કોન્ટ્રાકટર મી. શ્રીધર સદાશિવ ફડકે, રૂપિયા પાંચ લાખની જંગમ મિલ્કત અને પાંચ પાંચ માળાઓના માલિકનું નામ કોણે ના સાંભળ્યું હોય? હું તરત સમજ્યો કે મી રાણાએ એક બહુ તાલેવંત ગૃહસ્થનો જીવ બચાવ્યો હતો અને તે તાલેવંત ગૃહસ્થ મી. ફડકેએ જ પેલું ભૂરૂં પરબીડિયું ટપાલમાં નાંખેલું હોવું જોઇએ.'

હું ને મી. રાણા બોલી ઊઠયાઃ 'પણ ત્યારે કાગળ કોરો કેમ? તો તો કંઇ અક્ષર હોવા જોઇએ. ઉપર ગુપ્ત શાહીનું લખાણ તો નથી? જુઓ તો ખરા! તે દીવા પર ધરવાથી અથવા બીજા રસાયણી પ્રયોગથી માલમ પડશે.' છેલ્લાં એ વાકયો હું એકલો જ બોલ્યો હતો.

'મનહર! હું કંઇ કાચો છું? મેં તું કહે

તે પહેલાં જ એ અખતરાઓ અજમાવ્યા હતા. પ્રભુએ મને વિજ્ઞાનનું કંઇક જ્ઞાન આપ્યું છે, ને મારી જાણમાંના બધા વૈજ્ઞાનિક પ્રયોગો અજમાવવા છતાં કાગળ તો કોરો ને કોરો જ રહ્યો !'

'ત્યારે એમાં શું ભેદ હોઈ શકે?' એમ બોલી હું વિચારમાં પડ્યો.

પણ એટલામાં ઇન્દુ બોલી ઊઠ્યો: 'ભેદ બીજો કંઈ જ નહિ. પણ અસલ કાગળ કોઇએ કાઢી લઇને તેને ઠેકાણે આ કોરો કાગળ મૂકી દીધેલ છે !'

'ત્યારે આ પણ ચોરીનો જ ખટલો છે કે શું ?'

'બરાબર. આ વાત મને શા પરથી માલમ પડી તે કહું ? એક તો આ અંદરનો કોરો કાગળ સાધારણ લખવામાં વપરાતા કાગળ કરતાં બહુ જાડો છે. બીજું, શ્રીધર ફડકે જેવો માણસ પોતાના જાન બચાવનારની આવી મશ્કરી કરે નહિ. ઠીક, હવે વિચાર કરો. જે કાગળ આમ ચોરાઈ જાય તે કેવો હોય ?'

'બહુ કીમતી.'

'કીમતી શું ? ચેક હોય કે નોટ હોય !' ઇન્દુએ કહ્યું.

પણ મેં શંકા કરી: 'ચેક કે નોટ હોય તો રજીસ્ટર્ડ કેમ ન કરે? અથવા કંઈ નહિ તો કવર ઉપર મોકલનાર તરીકે પોતાનું નામ પણ કેમ ન લખે?'

ઇન્દુએ કહ્યું: 'તમારી શંકા બરોબર છે. પણ રજીસ્ટર્ડ કરવામાં પોતાનું નામ લખવું પડે અને પોતે ગુપ્ત રીતે જ એ પૈસા મોકલવા માંગતો હોય તો તે ન બની શકે. બીજું પોતે જે રકમ મોકલતો હોય તે એટલી બધી મોટી ન હોય કે જેથી પાકીટ ખોવાઇ ગયે ઝાઝું નુકસાન જાય. ત્રીજું, આપણું ટપાલખાતું બહુ નિયમિત છે અને તેની નિયમિતતામાં તેનો વિશ્વાસ હોવો જોઇએ. કેમ હવે શંકાનું સમાધાન થયું?'

મેં ડોકું ધુણાવ્યું.

'ઠીક ત્યારે, હવે ચોરી કોણે કરી હશે તેજ તપાસ કરવાની રહી. તેને માટે માણસનું નામ કહી શકવા જેટલી તપાસ હું કરી શકયો નથી. પણ હું ધારું છું કે શ્રીધર શેઠ પોતાની નોટ યા ચેક ઘડી વાળીને પાકીટમાં મૂકતા હશે તે વખતે કોઇએ તેમને તેમ કરતાં જોયા હશે. પછી પાકીટ તથા ટિકીટ ચોટાડવા ગુંદર લેવા માટે એ ઊઠીને બીજા ઓરડામાં ગયા હશે. વખતે ગુંદર પલાળ-

વાને પાણી લેવા માટે ગયો હોય. તે વખતે પેલા માણુસે—પછી તે નોકર હોય કે ઘરનું માણસ હોય—નોટ કે ચેક ઉપાડી લીધેલ હોય. આટલી મારી માન્યતા છે. હવે ખરેખરૂં વર્ણન આ મી૦ ફડકે આવે છે તે તમને કહેશે.'

દાદર ઉપર ધબધબ અવાજ થયો અને એક દક્ષિણી ગૃહસ્થ (મી૦ ફડકે) ઉપર આવ્યો, પણ રાણાને જોઈ તે સ્હેજ થંભી ગયો. ઇન્દુકરે તેને સસ્મિત આવકાર આપતાં કહ્યું: 'ગભરાશો નહિ મી૦ ફડકે! બહુ ગુપ્ત રહેવાની જરૂર નથી. આ મારા મિત્ર ડો. શેઠ છે. મનહર, આ મી૦ ફડકે. મેં તારા અહીં આવ્યા પહેલાંજ ટેલિફોન દ્વારા કંઇક બહાનું કાઢી બોલાવ્યા છે. અને એ હવે પોતે મોકલેલ ચેક કે નોટ કેમ ચોરાઈ તેની ખરી વાત આપણને કહેશે.'

પછી ઇન્દુકરે મી૦ ફડકેને બધી સ્થિતિ સમજાવી. મી૦ રાણાને કેવી રીતે કોરો કાગળ મળ્યો, પોતે કેવી રીતે સંજોગોની મદદથી શોધ કરી, પોતાનું અનુમાન શું હતું તે સઘળું વર્ણવ્યા બાદ એણે મી૦ ફડકેને કહ્યું: 'હવે એનો નિકાલ જેમ કરવો હોય તેમ આપ કરી શકો છો.'

'એ કામ ગોપ્યાનું લાગે છે. હરામખોર હાથ

ઠેકાણે રાખતો નથી.'

'જોષ્યો કોણ?'

'એ મારો ભત્રીજો છે. તે થોડાક દહાડા થયા મારે ત્યાં રહેવા આવ્યો છે. ચાલચલગતનો ખરાબ છે. સ્કુલમાં નઠારી સોબતથી બગડેલો, પણ એનામાં આટલી પહોંચ હશે એમ હું નહોતો ધારતો. આ નોટ ફક્ત રૂપિયા પચાસની જ હતી. અને હવે પછી મી૦ રાણાને મળનારી મારા તરફની માસિક મદદની શરૂઆત હતી. મી૦ રાણાએ મને બચાવ્યા બાદ મેં એમના વિષે, એમની સ્કુલ વિગેરેમાં બધે પુષ્કળ તપાસ કરી, ને મારી કૃતજ્ઞતા ગુપ્ત રીતે બતાવવાનો આ રસ્તો શોધી કાઢયો હતો. હશે, હવે તો બધો ભરમ ફૂટી ગયો છે એટલે મને બીજી યોજના યાદ આવે છે. મી૦ રાણાને હું મારે ત્યાં મારી પેઢીમાં ભાગીદાર તરીકે જ રાખીશ.'

ઇન્દુકરે મારા તરફ તથા મી૦ રાણા તરફ જોઈ મોં મલકાવ્યું.

'પણ હું મારી કૃતજ્ઞતા બજાવવા શકિતમાન કેવી રીતે થઇ શકત? જો તમે આ શોધ ન કરી હોત તો મને કંઈ ખબર જ ન પડત! માટે મારે તમને પણ કંઇ ઇનામ આપવું જોઇએ.' મી૦

ફડકેએ ઇન્દુકરને કહ્યું.

'હું ઇનામ લેવાનો નથી.' ઇન્દુએ જવાબ આપ્યો.

પણ તેનું કંઈજ ચાલ્યું નહિ.



જે વર્તમાનપત્રની કચેરીમાં નાનુભાઈ નોકરી કરતો હતો ત્યાંના બધા લોકો તેને 'સ્વામી' કહીને જ બોલાવતા. નાનુભાઈ સંન્યાસીની માફક માથું મૂંડાવી ચકચકતું રાખતો ન હતો; તેમજ ભગવા રંગની કફનીય ધારણ કરતો ન હતો, એટલું જ નહિ પણ સાધારણ ટીલાંટપકાં કરનારો શુદ્ધ સનાતની પણ તે ન હતો. છતાં તેને 'સ્વામી'ની પદવી મળવાનું કારણ એટલું જ હતું કે તેને સ્ત્રીઓ પ્રત્યે કોઈ અજબ જ અણગમો હતો. ખરું પૂછો તો તે અણગમો પ્રગટ કરતી વખતે તેની બીક જ દેખાઇ આવતી હતી. એટલું જ નહિ, પણ સ્ત્રીઓનો મેળાપ તે હંમેશાં ટાળતો હતો. તેણે કૉલેજમાં ચાર વરસ ગાળ્યાં હતાં, પણ એ ચાર વરસમાં એક દિવસ પણ

વિદ્યાર્થિનીઓની ઓરડીમાં તે ગયો ન હતો. એટલું જ નહિ, પણ તેણે ઓાલીની સામેની ગેલેરીમાં ફરવાના પણ કસમ ખાધા હતા. વિદ્યાર્થિનીનો પવન પણ લેવો ન જોઇએ એવો તેનો મત હતો.

તેથી તેની ટૂંકી નજર હતી, તો પણ કૉલેજમાં વિદ્યાર્થિનીઓ પાસે બેસવાથી નિયમમાં ભંગ પડવાની બીકે, તે એક બાંકડા પર છેલ્લે બેસી રહેતો.

કૉલેજમાં ચૂંટણી થઈ ત્યારની વાત છે. એક વિદ્યાર્થી તરફથી મત મેળવવા એક નવી વિદ્યાર્થિની નાનુભાઈ પાસે ગઈ. નાનુભાઇને એ ન ગમ્યું. તરત જ તે તેની પાસેથી સફાઇથી ને વેગથી પલાયન થઇ ગયો. તે નાઠો તે નાઠો જ. ચૂંટણીનું પરિણામ જાહેર થયું ત્યારે જ તેણે કૉલેજમાં પાછો પગ મૂકયો.

કૉલેજમાં ગણિતના વર્ગમાં બાળાઓની હાજરી થવાની ધાસ્તી ઓછી હોવાને લીધે નાનુભાઇને ગણિત વિષય ગમતો ન હોવા છતાં પણ તેણે ઐચ્છિક વિષય તરીકે ગણિત પસંદ કર્યું હતું. સ્ત્રીઓનો અને વિદ્યાર્થિનીઓનો સમાગમ ટાળવાનો તેનો સ્વભાવ જોઇ કેટલાક ટીખળી વિદ્યાર્થીઓએ તેનું નામ 'કાર્તિક સ્વામી' પાડયું હતું. 'કાર્તિક સ્વામી' જેવું મોટું ને લાંબુ–લચક નામ બોલવા

કરતાં સહેલું ને સટ નામ બોલાય તે ખાતર તેનું ટુંકું ને ટચ સ્વરૂપ 'સ્વામી' કૉલેજમાં લગભગ દરેકના મોં પર ચઢી ગયું હતું. જે વર્તમાનપત્રની કચેરીમાં તે નોકરીએ ચઢ્યો, ત્યાં તેના કૉલેજમાંના એક સહાધ્યાયી પણ નોકરી કરતો હોવાથી તેણે કૉલેજ-માંની નાનુભાઈની પદવીનો સ્ફોટ કરતાં વર્તમાનપત્રની ઑફીસમાં, કારખાનામાં દરેક નાનોમોટો નોકર તથા કારીગર નાનુભાઈને 'નાનુભાઈ' ન કહેતાં 'સ્વામી' કહીને જ બોલાવતો હતો.

નાનુભાઈના મનમાં સ્ત્રી વિષે આટલી બધી બીક જન્મથી જ હતી કે અનુભવથી થઈ, તેનો વિચાર કરીએ તો તે અનુભવસિદ્ધ હતી એમાં બીલકુલ શક નહિ. અત્યાર સુધીની તેની જીંદગીમાં ફકત ત્રણ જ સ્ત્રીઓનો તેને અનુભવ થયો હતો. બાળપણમાં સાવકી માનો, ત્યાર પછી કૉલેજમાં ભણતી વખતે જે વીશામાં જમતો હતો તે વીશાની માલીકણનો, ને ત્યાર પછી નોકરી કરતી વખતે તે બિચારો પોતાના દૂરની પિતરાઈ બહેનને ત્યાં જમતો હતો તેનો. ત્રણે વાઘણો જેવી હતી. સાવકી માનો ત્રાસ વેઠી વેઠીને તે એટલો બધો કંટાળી ગયો કે તેને એમ જ લાગ્યું કે **नारी प्रत्यक्ष राक्षसी.** પોતાની માની બિચારાને યાદ પણ ન હતી. પરંતુ

પોતાને આમ નિરાધાર અને સંકટમાં મૂકીને મરી જનાર મા પણ કઠોર હૃદયની હોવી જોઇએ એવું તેના બાળમનને લાગ્યું. સાવકી મા જ્યારે તેના પિતાને ટોણાં મારતી, અને બાપ સાવકી માને પગે પડતો ત્યારે તેના મનને લાગતું કે સ્ત્રીઓ એટલે ધણી પર હિટલરશાહી, ઝારશાહી કે સુલતાનશાહી ચલાવનારી નિર્દય બેગમો જ !

કૉલેજમાં ભણતી વખતે તે જે વીશીમાં જમતો હતો, તે વીશીની માલીકણનું નામ હતું મહાકોર. મહાકોર આધેડ ઉંમરની, ભરાઉ શરીરની, ઊંચી કરપભેર રહેનારી જાજરમાન બાઇ હતી. તે કપાળમાં મોટો ચાંલ્લો કરતી હતી, પરંતુ તે વિધવા હતી એવી ખબર નાનુભાઇને મળી હતી. મહાકોરે વીશીમાં જમવા આવનારાઓ ઉપર એવી છાપ બેસાડી હતી કે બધા તેના દબાયલા જ રહેતા. મહાકોર દરેક પેસેન્જર (ઘરાક) ઉપર રાણીની માફક સત્તા ચલાવતી હતી. તેનો અમલ નાનુભાઇના જોવામાં આવ્યો હતો. કૉલેજમાંના મશ્કરીઠઠ્ઠામાં પારંગત થએલા અને કદી હારી ન જનારા વિદ્યાર્થીઓ પણ મહાકોરની જીભના સપાટા આગળ ટકી શકતા નહિ. જો કોઇ કૉલેજીઅન મહાકોરની ખાનગી વાત બહાર કાઢે તો મહાકોર તે કૉલેજીઅ-

નની, તેની કોલેજની, પ્રોફેસરની અને વિદ્યાર્થિની-ઓની એમ બધી ખાનગી વાતોનાં સંભારણાં સંભળાવી દરેકની ગુપ્ત હકીકતનો તરત જ ભર-પંગતમાં સ્ફોટ કરી નાંખતી.

આ બધું નાનુભાઇએ જોયું અને અનુભવ્યું હોવાથી તેના મનમાં મત બંધાયો હતો કે સ્ત્રીઓ એટલે નવા યુગની રાક્ષસી! વળી જે પિતરાઈ બહે-નને ત્યાં તે જમતો હતો, તે પણ દરરોજ પોતાના ધણીને ખૂબ સતાવતી. તેનો ધણી સરકારી નોકરી કરતો હતો. દર મહિને કચેરીમાં પગાર લીધો કે સાંજના હિસાબ ગણીને તેને પત્નીને આપી દેવો પડતો. બીડી, પાન, સીગારેટ કે ચાહ માટે, અરે દાઢી કરાવવા માટે પૈસા જોઇતા હોય તો પત્ની આપે તેટલામાં જ તેને ચલાવવું પડતું. પણ બપોરના કે ટાણેતહેવારે સહિયરો આવતી ત્યારે તે ચાહ, ચેવડો, ભૂસું અને ધારીની મિજલસો ઉડાવતી. આ બધું નાનુભાઇએ જોયું ત્યારથી તેની ખાતરી થઇ ગઇ કે સ્ત્રી એટલે અખિલ પુરૂષ જાતિ પર રાજ ચલાવી પોતાની આસુરી લાલસા તૃપ્ત કરનારી મહિષાસુર-મર્દિની જ.

આવી રીતે એકસરખો અનુભવ સ્ત્રીઓ માટે વારંવાર થવાથી તેને સ્ત્રીઓનો ધાક બેસી ગયો

હતો. વળી પોતાની નોકરી ક્યારે જતી રહેશે એ ચિંતાથી તેનું મન હંમેશા ઉદાસ રહ્યા કરતું. ફૂટપાથ પર પગ લપસીને પડી જવાનો સંભવ દરેક વ્યક્તિને હોય છે એવું સમજીને નાનુભાઈ રસ્તા પર બહુ સંભાળીને ચાલતો હતો. હિંદુમુસલમાનનું હુલ્લડ ચાલુ હોય અગર ન હોય, પઠાણના છરાની બીજા કોઈને કદાચ બીક ન હોય, પણ નાનુભાઈને તો તેની બીક ઘણી જ લાગતી હતી. તેથી જ નાનુભાઈ તરફ જોતાં જ આ કોઈ બીકનો માર્યો ગરીબ દુબળો માણસ છે એમ જોનારને તરત જ લાગતું.

તેનો જૂનોપુરાણો મેલખાઉ ખાખી સૂટ, નીચી ગરદન, ચશ્માના જાડા કાચમાં રહેલી બીકણ નજર, ગમે તેવી રીતે લટકની રાખેલી છત્રી, માથા પરના વાળ ન ઓળવાથી ચશ્મા સુધી આવેલાં લટિયાં, આ બધી ખાસિયતોવાળો નાનુભાઈ એટલે દુર્બળતા અને બીકણપણાનું મૂર્તિમંત પૂતળું જ છે એમ જોનારને લાગે!

દરરોજ બરાબર અગિયારને ટકોરે વર્તમાનપત્રની ઓફીસમાં તે પગ મૂકતો. અને "આવો સ્વામી, પધારો સ્વામી" કહેનારા સહકાર્યકર્તાઓ સામે ચશ્મામાંથી બીકણની દષ્ટિ ફેંકી તે પોતાની જગા

પર બેસતો. એસોસીએટેટ પ્રેસ તરફથી અને બીજા અનેક ઠેકાણેથી તારટપાલ અને રીપોર્ટ આવ્યા હશે અને તેનું ભાષાંતર કરી અને તેટલી જલદી ત્વરાએ કરી આપવાનું ફરમાન છૂટશે એવું ધારી ગભરાયલે ચહેરે ટેબલનું ખાનું ખોલી બીજાની સામું જોતાં તે કામ શરૂ કરી દેતો.

*

પરંતુ આજે તેને આ બધી ઉઠવેઠ કરવાની ન હતી. ચીનજાપાનની લડાઈ સળગી ત્યારથી તેના ટેબલ ઉપર તાર, ખબરપત્રો, રીપોર્ટ વિગેરેનો ઢગલો થઇ જતો હતો. દિવસે દિવસે ઢગલાનું સ્વરૂપ વધતું જતું હતું. એ તારોમાંના 'ક્રિયાટિંગ,' 'શાંગ્વાપાંગ,' 'પાવ-શાન' 'ચાંગ્યુકૈશેક' વિગેરે ચીની અને જાપાની સેના-પતિ અને મુત્સદીઓના વિચિત્ર નામો શુદ્ધ ગુજરાતીમાં લખી કાઢતાં તે હેગન હેરાન થઈ જતો હતો. એક-વાર તો તેના ગનમાં આવ્યું હતું કે આ વાંકાચુંકા નામોની સાથે કુસ્તી કરવા કરતાં ચીનજાપાનની લડાઇમાં જ જાતે ગયો હોત તો વધારે સહીસલા-મત રહેત ! અને આજે જ જ્યારે તે ઓફીસમાં જતો હતો ત્યારે તે મન સાથે ગણગણતો હતો કેઃ 'તારોના કાગળીઆમાં લપાઇને બેઠેલા કયા કયા સેનાપતિઓ અને યોદ્ધાઓનો આજે ભેટો

થાય છે, કોણ જાણે ?'

ઘેરથી નીકળતી વખતે બંધ કરેલી છત્રી તેણે ખાંધ પર એવી સફાઇથી મૂકી હતી કે જાણે બંદુક જ જોઇ લો ! અને જાણે પાયપીંગ શહેરના રણસંગ્રામમાં જ કેમ પોતે ઝંપલાવવા નીકળ્યો ન હોય ?

પરંતુ જ્યારે તે જઇને ખુરસી પર ગોઠવાયો ત્યારે તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. કારણ આજે ટેબલ પર તાર, ખબરપત્ર વિગેરે કાંઈ પણ ન હતું, તો પછી કાગળીઆનો ઢગલો તો કયાંથી જ હોય ? ચીનજાપાનની લડાઇ બંધ થઈ કે સુલેહ થઈ એવો આનંદદાયક વિચાર તેના મનમાં આવ્યા વગર રહ્યો નહિ. આ આનંદની બાતમી આખી ઓફીસમાં મોટેથી ગર્જના કરી કહી સંભળાવવી એવું તેના મનમાં થયું. પરંતુ તેટલામાં તેની નજર ટેબલ પરના કાગળ પર વજન રૂપે મૂકેલા ભાંગેલા કાચના ગોળા પર પડી. તે ગોળા નીચે એક ચિઠ્ઠી તેને દેખાઇ. ચિઠ્ઠી ખુલ્લી જ હતી અને તે પર તંત્રીમહાશયની સહી હતી. ચિઠ્ઠી જોવાથી તેણે યુદ્ધ બંધ થયાની હકીકત કહેવાનો વિચાર માંડી વાળી તે ચિઠ્ઠી વાંચી: 'આવો કે તરત જ મને મળજો.'

તરત જ તે તંત્રીરાજની ખોલીમાં—એટલે દેવદારના ભાંગ્યાતૂટયા પાટીઆથી બનાવેલી ઓરડીમાં ગયો. તંત્રીએ તેને જોતાં જ કહ્યું: "આવો સ્વામી બેસો. આજે તારોનું ભાષાંતર કરવાનું તમારૂં કામ હું બીજાને સોંપું છું અને એક અતિ મહત્વના કામ પર તમારી નીમણુંક કરૂં છું. પણ હું જે કામ બતાવું તે તમે કરશો કે નહિ ?"

ચીની ગામના અને ચીનાઓનાં નામો ગુજરાતીમાં લખવા કરતાં બીજાં કામો લાખ દરજ્જે સહેલાં અને સારાં છે એમ સ્વામીને લાગતું હતું. તેથી તેવી કલ્પનાથી તે બોલ્યો: "હા હા. જરૂર કરીશ." કહી તેણે પોતાની છાતી પર હાથ ઠોકયો. છાતી ઠોકીને જવાબ આપવાનું નાનુભાઇએ આજે સાહસ કર્યું હોય એમ તંત્રીજીને જરૂર લાગ્યું, પરંતુ તેને વધુ પાનો ચઢે તેવી રીતે તેઓ બોલ્યા: "જુઓ સ્વામી! મોટા મોટા માણસોની, દેશનેતાઓની, આગેવાનોની મુલાકાત લેવાનું કામ તો આપણા ધીરૂભાઈ કરે છે, તે તમે જાણો છોજ પરંતુ તે આજે રજા પર છે, અને મેં એક પ્રસિદ્ધ વ્યકિતની મુલાકાતનો હેવાલ આપણા છાપામાં આપવાનું નકકી કર્યું છે. તે વ્યક્તિની મુલાકાત લેવાનું અગત્યનું કામ તમને સોંપું છું. જશો

કે નહિ ?"

"હા, હા, જરૂર જઈશ." નાનુંભાઈએ ઉત્સુકતાથી જવાબ આપ્યો. પછી અધીરા થઈને પૂછ્યું: "પણ મુલાકાત કોની લેવાની છે, તે તો કહો."

"મૃદુલા માંકડિયાનું નામ તો સાંભળ્યું છે ને ?" તંત્રીજીએ પૂછ્યું.

નારીવાચક નામ સાંભળતાં જ નાનુભાઈએ માથુ ધુણાવી નકારમાં જવાબ આપ્યો.

"શું ? મૃદુલા માંકડિયાનું નામ પણ તમને ખબર નથી ? અરે, 'વેદવાળી' 'ફાટેલું દૂધ' 'હૈયાનો હાર' અને 'મનના બળાપા' વિગેરે નવલકથાઓથી આખા ગુજરાતમાં સનસનાટી ફેલાવી સમસ્ત સ્ત્રી સમાજમાં ખળભળાટ મચાવી મૂકનાર લેખિકાને બાળકથી વૃદ્ધ સુધી બધા જ ઓળખે છે. અને તેના નામની તમને ખબર નથી ? નવાઈની વાત છે ? ખરા પત્રકાર આજે જ આફ્રિકાથી આવ્યા હોય તેમ ડબગીની માફક માથું ધુણાવી ના કહેતાં જરા તો શરમાઓ !" તંત્રીજીએ ધાટો પાડી ઠપકા સમેત અચરજ પ્રદર્શિત કર્યું.

ગરીબ બિચારા નાનુભાઈએ નીચી ગરદને એ ઠપકો સાંભળી લીધો. તંત્રીમહાશયના વાગ્બાણથી નાનુભાઈ પછી આગળ સ્હેજ પણ બોલી

શકયા નહિ. નાનુભાઇને નાહિંમત થએલો જોઇ તેને ઉ-તેજિત કરવા તંત્રીજીએ કહ્યું: "કાંઇ ફીકર નહિ. કોઇ પણ લેખક કે લેખિકાની મુલાકાત લેવી હોય ત્યારે તેના લેખોની અને તેની નવલકથાના નામોની યાદી જીભને ટેરવે રહેવી જોઇએ જ એવું કોણ કહે છે? છતાં એક વાત છે. ગભરાવાની જરા યે જરૂર નથી. મૃદુલા માંકડિયાને ઘેર જઇને તેમની મુલાકાત લીધી એટલે પત્યું. સમજ્યા ને? તમે જશો?"

મૃદુલા માંકડિયાનું નામ સાંભળતાં જ અને તેણે લખેલી નવલકથાઓનાં નામો કાને પડતાં જ, મૂળમાં જ સ્ત્રી જાતિ પ્રત્યે અણગમો ધરાવનાર ફસાયલા અને દઝાયલા નાનુભાઇનું કાળજું જોરથી ધડકવા લાગ્યું. થોડી વાર પર તેને લાગ્યું હતું કે ચીનના યુધ્ધની ખબરોનું ભાષાંતર કરવા જેટલું અઘરૂં કામ બીજું કોઈ જ નથી. પણ તંત્રીમહાશયે નક્કી કરેલી યોજના સાંભળી ત્યારે નાનુભાઇનો આનંદ છેકજ ઓસરી ગયો. અને તેનું મનોરાજ્ય શાંગહાઇ શહેરની માફક ઉજ્જડ થઈ ગયું. મૃદુલા માંકડિયાનું નામ તેના મૃદુ મનને પાષાણ જેટલું સખત લાગ્યું, અને 'મનના બળાપા' નવલ-

કથા લખનાર લેખિકાની મુલાકાત લેવા કરતાં જાપાની સેનાપતિ પર ગુપ્ત હલ્લો કરી તેને જેર કરવાનું કામ તંત્રીજી પોતાને કેમ સોંપતા નથી, એવું તેના મનમાં થયા વગર રહ્યું નહિ.

પણ "તમે જશો કે નહિ?" એવું જ્યારે ત્રીજી વાર તંત્રીજીએ પૂછ્યું ત્યારે તેણે કચવાતે મને કહ્યું: "જઈશ, ત્યારે."

"ઠીક ત્યારે સરનામું લખી લો. મૃદુલા માંકડિયા, મચ્છર વિલા, ફ્લીટ સ્ટ્રીટ, પોયશા રોડ. દાદર. બરાબર પાંચ વાગે તેના બંગલે જવું જ જોઈએ, હાં કે? ચાર વાગે તેઓ એબ્બીવીકમાં જનાર છે અને ત્યાંથી પાંચ વાગે પાછાં ફરનાર છે. તે વખતે આપણા 'સુપ્રભાત' છાપાના પ્રતિનિધિને મુલાકાત આપવાનું તેમણે કબૂલ્યું છે. વખત ચૂકતા નહિ. જોઈએ તો ભાડાની ગાડી કરજો. પણ જવાનું પણ ભૂલતા નહિ. લો, આ આઠ આના. એમાં તમારો ચાહપાણીનો ખર્ચ નીકળવાનો વાંધો નથી. પરંતુ મુલાકાત કોઈ તાજી લેવી જોઈએ, હાં?"

નાનુભાઈએ ડોકું ધૂણાવ્યું. આઠ આના લઈ તેણે ઉંબરો ઓળંગ્યો. પરંતુ તંત્રીજીએ તેને પાછો બોલાવ્યો અને પૂછ્યું: "તમે મૃદુલાબહેનને મુલાકાતમાં શું શું પૂછશો?"

નાનુભાઇએ ગૂંચવાતાં ગૂંચવાતાં જવાબ આપ્યો: "અં . તે બધું હું હમણાં જ નક્કી કરી નાખું છું."

"તે બધું બરાબર લખીને મને કાચો ખરડો કરી બતાવો. નહિ તો આમ જુઓ. હું જ તમને કયા કયા અને કેવા કેવા સવાલો પૂછવા તે લખાવું છું." તંત્રીજીએ કહ્યું.

નાનુભાઇએ નીચે મુજબ લખવાનું શરૂ કર્યું:—

સવાલ ૧લો: આપને લખવાનો શોખ છેક બચપણથી છે કે?—સવાલ ૨જો: નવલકથાનું કથાનાક તમે કેવી ગોઠવો છો?-સવાલ ૩જો: આપે આપની નવલકથામાં જેટલી નાયિકાઓ બતાવી છે, તે બધી પુરૂષ જાતિ પર ચીઢાયલી છે. પુરૂષ એટલે પગની પાની લુછવાનું લુછણિયું, એ સિવાય બીજું કાંઇ નહિ. એવી વૃત્તિની સ્ત્રીઓ આપે પ્રત્યક્ષ કેટલી નિહાળી છે?—સવાલ ૪થો: આપનો લેખ લખવાનો હંમેશનો સમય કયો?—સવાલ ૫મો: આપ બધું જાતે લખો છો કે બોલીને બીજાની પાસે લખાવો છો?—સવાલ છઠ્ઠો: હાલમાં કઇ નવલકથા લખવાની તૈયારી કરો છો?—સવાલ ૭મો: વિવાહ પ્રથા માટે આપનો શો અભિપ્રાય છે? —સવાલ ૮મો: લખવા સિવાય બીજા કયા કયા વિષયનો

આપને શોખ છે ?–સવાલ ૯મો: વાંચક વર્ગ સાથે આપનો પત્રવ્યવહાર ખૂબ જ થતો હોવો જોઇએ, નહિ વારૂ ? સવાલ ૧૦મો: આપ કયું સ્નો વાપરો છો ? કયો પાવડર ? તેલમાં રાજેશ્વરી હેરઓઇલ, હૃદયેશ્વરી હેરઓઇલ કે મહેશ્વરી ઓઇલ ? અને કયું અત્તર?–સવાલ ૧૧મો: આપને કઇ નટી વિશેષ ગમે છે ? શાંતા આપ્ટે કે લીલા દેસાઈ ?

પછી તંત્રીજીએ માથું ખંજવાળી નાનુભાઇને પૂછ્યું: " કેટલા સવાલો થયા ?"

"અગીઆર થયા." નાનુભાઇએ કહ્યું.

"બસ થયા. જુઓ. હવે આમ જુઓ. આટલા જ સવાલો પૂછવા એવું કાંઇ સમજતા નહિ હોં ? આણી વખતે રાગરંગ જોઇ જે કાંઇ સૂઝે તે સુખેથી પૂછજો. નહિ તો 'હીરો ઘોઘે ગયો અને પાછો આવ્યો' તેવું ન થવું જોઇએ. સમજ્યા ? એમાં એક ખાસ મુદ્દો સંભાળવાનો છે. અને તે એ કે સત્યના સિદ્ધાંતની ખેંચાખેંચ કરવાની કાંઇ જ જરૂર નથી. બીજી બાબત એ ધ્યાનમાં રાખવાની કે..........."

એટલામાં શેઠ જાફરઅલી કાગળના બીલોનાં નાણાં લેવા આવ્યા એટલે તંત્રીજીએ નાનુભાઇને જવા કહ્યું.

[ ૨ ]

આખરે વિક્ટોરિયામાં બેસી નાનુભાઇએ મચ્છર વિલા તરફ ગબડવા માંડયું. બરાબર પાંચમાં પાંચ કમે તેમણે મચ્છર વિલાના દરવાજામાં પગ મૂક્યો. આપખુશીથી કતલખાનામાં જનારાં ઘેટાંબકરાં જેવી સ્થિતિ નાનુભાઇની થઇ ગઇ હતી. કોઇ પણ સ્ત્રીની સાથે બોલવું તે નાનુભાઇને મન દારૂણ પ્રસંગ હતો. અને આ વખતે તો ફક્ત ચાર શબ્દો જ નહિ, પણ ચાર હજાર શબ્દો બોલી મુલાકાત લેવાની હતી !

છતાં નોકરી સાચવવા માટે નાનુભાઇને આવા ઘોર દારૂણ પ્રસંગોનો સામનો કરવો પડે તેમ હતું. ગુજરાન માટે માણસ કોઇ પણ સાહસ ખેડે છે એમાં શક નહિ. એ નિયમને અનુસરીને, પોતે નાનપણમાં અંબામાતાની આરતી કરેલી, તેની સ્મૃતિ થવાથી 'અંબામા, તારૂં દર્શન દુર્લભ, દર્શનથી દુઃખ ભાગે છે.' વિગેરે ચરણ બોલતાં બોલતાં બંગલાના પગથીઆં ચઢીને બારણુ આગળ જઇ નાનુભાઇ ઊભા રહ્યા. આસપાસ કોઇ દેખાયું નહિ. બારણા આગળ ઘંટડી વગાડવાનું બટન હશે એમ ધારી તેમણે આમતેમ નજર ફેંકી પણ કોઇ જ દેખાયું નહિ. એટલે બીકથી

ડરતાં અને કાંપતા અવાજે તેમણે બૂમ પાડી: "ઘરમાં કોઈ છે કે?"

અંદરથી 'ગુર્રર્' એવો વિચિત્ર અવાજ તેમના કાને પડયો. ડોળા ફાડીને જોયું તો અંદરના દીવાનખાનામાં એક રાક્ષસી કૂતરો આગલા પગ પર માથું મૂકીને પડયો પડયો ઘુરકતો હતો. તેની આંખો વાઘની જેમ ચમકતી હતી. નાનુભાઈના છક્કા છૂટી ગયા. તેને ત્યાંથી પલાયન થઈ જવાનું મન થયું, પરંતુ તત્રીજીને શો જવાબ આપવો? મૃદુલા માંકડિયાના કૂતરાથી ડરીને મને નાસી આવવાની ફરજ પડી એમ કહું? ના, તે એ કાંઈ નહિ, વિચારી તેણે બીજી વાર હાક મારવાનો નિર્ણય કરી મોટેથી બૂમ પાડી: "ઘરમાં કોઈ છે કે?"

પરંતુ અંદરથી જવાબ ન આવ્યો ને પેલા કૂતરાએ પંચમ સૂરમાં ભૂંકીને નાનુભાઈનું સ્વાગત કરવા માંડયું; એટલું જ નહિ પણ પોતાની જગા ઉપરથી ઊઠીને તેણે સામા આવવા માંડયું. નાનુભાઈ ખૂબ ગભરાઈ ઊઠયો. તેણે ઝડપથી દોટ મૂકી. દોડતાં દોડતાં પગથિઉં ચૂકી જવાથી પગથીઆં આગળની રેતીમાં તેણે સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કર્યા. સાષ્ટાંગ નમસ્કાર થાય એટલે માથા ઉપરની ટોપી સરખી રહે ખરી? હાથમાંની

બીજો સહીસલામત રહે ખરી! યાની સૈનિકની માફક તેમની વસ્તુઓ ગરબા ગાતી વેરણ-છેરણ થઈ ગઈ.

નાનુભાઈએ વિચાર્યું કે હવે પેલો કૂતરો મને પકડીને મારું સ્વાગત જરૂર કરવાનો અને મને યમસ-દનમાં બેસાડવાનો! સારું થયું કે મેં વીમાનો બીજો હપ્તો પણ ભર્યો છે, અને આવતી કાલના સવારના પેપરમાં, કાંઈ નહિ તો મારા 'સુપ્રભાત' પેપરમાં મોટા ટાઈપથી મારા કરૂણ મૃત્યુના સમાચાર નીચે મુજબ છપાશે:—

**પ્રસિદ્ધ નવલકથાલેખિકા મૃદુલા માંકડિયાના બંગલામાં છાપાના નિમક-હલાલ રીપોર્ટરનું મૃત્યુ—મુલાકાત માટે પ્રાણની પણ પરવા ન કરનારો હુતાત્મા!**

અને પરદેશનો ખબરપત્રી આ બાતમી 'લંડન ટાઈમ્સ' જેવા પત્રમાં છપાવશે. એવું એવું નાનુભાઈ વિચારતા હતા પરંતુ નવાઈની વાત તો એ બની કે પેલો કૂતરો નાનુભાઈની પાસે આવ્યો જ નહિ. લાંબી સાંકળ સાથે બાંધેલો હોવાથી પાંચ છ કદમ ચાલીને તે ત્યાંથી જ પંચમ સૂરમાં એકસરખું સ્વાગત-ગીત ગાતો હતો, પણ તે જ વખતે, કોઈ એક

સ્ત્રીનો નાજુક અવાજ નાનુભાઈને સંભળાયો: "ટોમી, ટોમી, ચૂપ!......કોણ છો? તમારે કોનું કામ છે? અરે, ભાઈસાહેબ! ઊઠો ને? આ શું? સૂર્યનમસ્કારની તાલીમ લો છો કે શું? ઊઠો ઊઠો, અને બોલો કે કોનું કામ છે?" એમ કહેતી એક યુવતી બહાર આવી ને ઓટલા ઉપર ઊભી રહી.

નાનુભાઈ યમસદનમાંથી પાછા આવ્યા હોય તેમ ઊભા થયા ને કપડાં સાફ કરી ઊંચું જોઈ બોલ્યા: "મારે તમારી જ જરૂર છે."

"શું મારી જરૂર છે? ઊંઘો છો કે જાગો છો?" યુવતીએ પૂછ્યું.

"નહિ નહિ, મારી ભૂલ થઈ. એ તો આપની મુલાકાતની જરૂર છે. આપનું જ નામ મૃદુલા માંકડિયા કે? મુલાકાત માટે 'સુપ્રભાત'ના તંત્રીને આપે મળવાનું કહ્યું હતું. અને તેમણે મને પ્રતિનિધિ તરીકે આપની પાસે મોકલ્યો છે."

એ સાંભળતાં જ પેલી યુવતી ગાલમાં ખાડા પડે તેવી રીતે હસીને બોલી: "એમ કે? આવો આવો. અંદર આવો. કુતરો તમને કાંઈ પણ કરશે નહિ," કહી તેણે તરત જ "ટોમી, જતો રહે અહીંથી." એટલું જ કહ્યું.

પેલો કૂતરો પૂંછડી બે પગની વચમાં સંતાડી પોતાની જગા પર બેઠો. પછી યુવતીની પાછળ પાછળ નાનુભાઇ દીવાનખાનામાં ગયા. જતી વખતે તેઓ એટલી ચૂપકીદીથી ગયા કે તેમને જો કૂતરાની માફક પૂંછડી હોત તો તેઓ પણ તેને બે પગ વચ્ચે ન ઘાલતાં લબડતી રાખીને ચાલ્યા હોત.

મૃદુલા તરફ ચાર પાંચ વખત નાનુભાઇએ ચોરીછૂપીથી નયનકટાક્ષો ફેંક્યા. તંત્રી તરફથી મળેલી નિશાની પ્રમાણે અને પ્રત્યક્ષ જોતાં નાનુભાઇને મૃદુલામાં આસમાનજમીનનું અંતર દેખાતું હતું. તરત જ પ્રથમ નજરે નાનુભાઇથી મનમાં ને મનમાં જ બોલી જવાયું: "મૃદુલા માંકડિયા તે આ કે બીજી? કાંઇ ચોખવટ થતી નથી."

તંત્રીજીના કહેવા પ્રમાણે મૃદુલા સ્થૂલદેહી ન હતી. નાક ચીબું ન હતું. બહુ ગોરી પણ ન હતી, પરંતુ તે ઘાટીલી તો હતી જ. ચહેરો ઉગ્ર નહિ પણ મોહક હતો.

જે પ્રમાણે નાનુભાઇ મૃદુલાનું નિરીક્ષણ કરતા હતા, તે જ પ્રમાણે નાનુભાઈ કેવી વ્યક્તિ છે તે ધારી ધારીને મૃદુલા પણ જોતી હતી. નાનુભાઇનું બીતાં બીતાં બોલવું, મોટીમસ ખુરશીમાં શરીરને સંકોચીને બેસવું, હાથપગોને છૂટેલી કંપારી, જરા

જરા વારમાં ગળું ખોંખારીને સાફ કરવું, રૂમાલથી હાથ, મોં, કપાળ થોડી થોડી વારે લૂછવું વિગેરે મૃદુલા ઝીણવટથી જોઇ રહી હતી.

ચાહપાણી થયા પછી મૃદુલા બોલી: "સીગારેટ મંગાવું ?"

'મનમાં ભાવે પણ મુંડી હલાવે' તેમ માથું ધુણાવી નાનુભાઇએ ના કહી. આવો ગભરાયેલો માણસ અગાઉ કોઈ દિવસ પણ મૃદુલાએ જોયો ન હતો.

થોડી વાર પછી મૃદુલા પાછી બોલી: "ઠીક છે, ચાલો ત્યારે. પૂછો જે સવાલો પૂછવા હોય તે."

એ સાંભળતાં જ કાંઈ યાદ આવવાથી માથું ખંજવાળી સવાલો લખી આણેલો અને હાથમાં મજબૂત રીતે પકડી રાખેલો કાગળ શોધવા માટે નાનુભાઈ ગજવાં તપાસવા લાગ્યા. પણ કાગળ મળ્યો નહિ. જે વખતે તેમણે દરવાજા આગળ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં હતા ત્યારે જ તે કાગળ તો ક્યાંક ઊડી ગયો હતો !

નાનુભાઇ વિમાસણમાં પડયા. આખરે પોતાની સ્મરણશકિત અને અકકલના જોર પર શ્રદ્ધા રાખી આ મુલાકાતયુદ્ધનો સામનો કરવાનો તેમણે દૃઢ નિશ્ચય કર્યો. મનમાંની ગભરામણ છૂપાવતાં વિચિત્ર હાસ્ય કરીને નાનુભાઇએ સવાલો

પૂછવા માંડયા.

"જુઓ, હું આપને ઘણા સવાલો પૂછવાનો છું. પરંતુ મને જરા સંભાળી લેજો, હં ! કારણ મુલાકાત લેવાનો આ મારો પ્રથમ જ પ્રયત્ન અને પ્રસંગ છે."

મૃદુલા માંકડિયા પાછી ખીલ ખીલ હસી પડી ને બોલીં: "મુલાકાત આપવાનું મારું સાહસ પણ આ પહેલું જ છે એમ માનજો. માટે પૂછવું હોય તે બેલાશક પૂછો."

નાનુભાઈએ એક વાર ગળું ખોંખારી છાતી પરની નેકટાઈ ઉપર હાથ ફેરવી પૂછ્યું: "હં...આપે લેખ લખવાનું ક્યારે શરૂ કર્યું ? છેક બચપણથી કે?"

"ઓહો, એમાં પૂછવાનું જ શું ? હું જ્યારે લખતાં શીખી ત્યારે પાંચ વરસની હતી."

"નવલકથામાંનું કથાનક આપ કેવી રીતે ગોઠવો છો ?" નાનુભાઈએ બીજો સવાલ પૂછ્યો.

"અજ્યું, એમાં તે શી અઘરી વાત છે ? નાદાન છોકરાંની રમત છે, રમત ! ચાર પાંચ પાત્રો લેવાં. તેઓને કોઈ વાર રસોડામાં તો કોઈક વાર દીવાનખાનામાં, તો કોઈ વાર મંદિરના ચોગાનમાં બેસાડી ગમે તે વિષય પર બોલાવવાનું કરી તેમના મુખમાંથી ગાલિપ્રદાનનો વરસાદ વરસાવ્યો કે બસ

થઇ રહ્યું ! આપણા સાહિત્યકારો વિનોદી કે સામાજીક નવલકથાઓ વાંચ્યા વગર તે વિષે છાપાંમાં પચ્ચીસથી ત્રીસ લીટીમાં પોતાનો અભિપ્રાય એક પગે લખવા એજ રીતે તૈયાર હોય છે."

"લેખ લખવાનો આપનો સમય કયો ?"

"જ્યારે મન ત્રાસી ગયું હોય છે, અગર જ્યારે ગુસ્સામાં હોઉં છું ત્યારે તેનો ઉતાર એટલે લેખનકળા, એમ સમજી હું લેખ લખવા બેસું છું. હું ગુસ્સામાં હોવાથી જડબાંતોડ લેખ લખાય છે."

"આપ બધું લખાણ જાતેજ લખો છો કે બીજા પાસે લખાવો છો ?"

"મેં મારા હાથે એક પણ નવલકથા લખી નથી."

"લેખનકળા સિવાય આપને બીજા કયા વિષયનો શોખ છે ?"

"મને લખવા સિવાય દરેક વિષયનો શોખ છે."

એટલામાં નાનુભાઇને યાદ આવ્યું કે તંત્રીજીએ લખાવેલા સવાલોમાં એક સવાલ મૃદુલા માંકડિયાના વિવાહ વિષેનો પણ હતો. તેથી તેમણે પૂછ્યું: "આપ લગ્ન કરવાને તૈયાર છો કે ?"

મૃદુલા માંકડિયાએ એકદમ મોટેથી હસીને જવાબ આપ્યો: "એટલે ? તમે મારી મુલાકાત

લેવા આવ્યા છો કે લગ્નનું માગું કરવા ?"

"માફ કરજો. આવા સવાલો પૂછવાનો મને જરા યે મહાવરો નથી. પણ આપના જેવાં સુપ્રસિદ્ધ લેખિકાના વિવાહ માટે બહોળો વાંચકવર્ગ ઉત્સુક હોય જ. તેથી આ સવાલ પૂછું છું."

"પણ એવી અંગત બાબત તમે જવા જ દો અને બીજો સવાલ પૂછો."

"આપ વાળ પર કયો પાવડર લગાવો છો અને મોઢા ઉપર કયું તેલ ચોપડો છો ?" નાનુભાઇએ માથું ખંજવાળી યાદ કરી કરીને ઝડપથી પૂછી નાંખ્યું.

"શું ? મોઢા ઉપર તેલ ? અને વાળ ઉપર પાવડર ? આખર કરી તમે તો ભાઇશા'બ ! હવે ટૂંકે પતાવો. આટલી મુલાકાત ઘણી જ થઇ પડશે." મોં મલકાવતાં મૃદુલા માંકડિયાએ કહ્યું ને તે ઊભી થઇ.

નાનુભાઇએ કાગળને ઘડી કરી ગજવામાં મૂકયો અને ઇંડીપેન ગજવામાં લટકાવીને તે ઊભા થયા. પછી તેમણે કહ્યું: "આપે મુલાકાત આપી તે માટે આપનો આભારી છું."

મૃદુલા માંકડિયા મંદ હાસ્ય કરી બોલી "ના, ના. આ મુલાકાત માટે મારે જ તમારો આભાર

માનવો પડશે !"

"અરે, એમ તે કાંઈ હોય ?" કહેતાં નાનુભાઈ દરવાજા તરફ જવા લાગ્યા. બે ચાર કદમ ચાલ્યા પછી પાછા ફરીને તેમણે પૂછ્યું: "પેલો કૂતરો છૂટો તો નથી ને ?"

"ના. ના. નથી. તમે ગભરાઓ નહિ." તે બોલી.

[ ૩ ]

નાનુભાઇ મોટરબસમાં બેસીને ગયા. ત્યારબાદ એકાદ મિનિટ પછી 'મચ્છર વિલા' આગળ એક વિકટોરીઆ આવી ઊભી રહી. તેમાંથી એક સ્ત્રી ઉતરી અને દરવાજામાં જવા લાગી. સ્ત્રી ઉંચી અને સ્થૂલ દેહની હતી. તેના વાળનો અંબોડો ખાટા લીંબુના આકારથી ઉતરે તેવો ન હતો. હબસી જેવા તેના હોઠ જાડા હતા. આગલા બે દાંતો હંમેશા હોઠ પર ઊભા રહી, બાકીના ત્રીસ દાંતો જીભની ચોકી કરતા હતા. ઝીણી આંખો હોવા છતાં મોટાં ભૂરાં ગોગલ્સ તેણે આંખ ઉપર ચડાવ્યાં હતાં. તે સીધી પગથિયાં ચઢીને દીવાનખાનામાં ગઇ. જતાં વાર જ બોલી: "મંદાકિની, મને મળવા કોઇ આવ્યું હતું કે ! અલી, હસે છે શું ? કોઈ આવી ગયું કે નહિ ? બોલ ને : પેલા 'સુપ્રભાત'ના તંત્રી મહાશયને પાંચ વાગતાની એપોઈંટમેન્ટ મેં આપી

હતી. તેઓ આવ્યા હતા ? અગર તેમના તરફથી કોઈ રીપોર્ટર આવ્યો હતો ? બોલ ને ? જવાબ કેમ આપતી નથી ? હસે છે શું ?"

"આખા જન્મારામાં કોઈ દિવસ કરી નહિ હોય એવી ગમ્મત મેં આજે કરી એટલે હસવું કેમ ન આવે ? અલિ, હસું નહિ તો શું કરું, રડું ? જાણે દુનિયામાં તું જ એકલી લેખિકા ને નવલકથાકાર હશે, કેમ ? તારા જેવું દુનિયામાં બીજું કોઈ હોય જ નહિ, ખરું ? તું રોજ મારી આગળ બડાઈ મારતી હતી પણ આજ તો મેં તારું બરાબર સારું વાળ્યું છે, સમજી ? હું કેટલા દિવસથી તારી ફજેતીનો ફાળકો કરવાની તક શોધતી હતી તે આજે જ મને મળી." બનાવટી મૃદુલા માંકડિયા ઉર્ફે મંદાકિનીએ મશ્કરી કરતાં કહ્યું.

તે સાંભળી ખરી મૃદુલા ગભરાઈ ગઈ. ને તે મંદાકિની સામે એકીટશે ટગર ટગર જોવા લાગી.

"અલિ, પણ તેં કર્યું શું તે તો જરા સીધી સીધી ભસી મર ! તો જ મને કાંઈ સૂઝ પડે ને ? આમ ચેનચાળા તે શું કરતી હશે ? તારા મનમાં કે તેં હસવાનું કર્યું પણ મારું ખસવું થઈ જશે તેનું કાંઈ તને ભાનબાન છે ? તારી મશ્કરીથી તો

ભાઈ પ્રભુતોબાલ ! તું મારી મસિયાઈ બહેન થાય છે, પણ ખરૂં પૂછે તો મને હવે એ તારૂં સગપણ જરા યે ગમતું નથી." પેલી આવનારી—સાચી મૃદુલાએ પોતાની આંખો ઊંચી કરતાં કહ્યું.

"આવતી કાલે તને બધી વાતની ખબર પડશે. હમણાં તો તું ડાહી થઈને બેસી રહે." કહી મંદાકિની ઝટઝટ માળ ઉપર પોતાના ઓરડામાં ચાલી ગઈ, ને ખુરશી ઉપર બેસી ટેબલમાંથી નોટપેપર કાઢી તેણે નીચે મુજબ લખવું શરૂ કર્યું:—

મહેરબાન એમ. સી. પાલિયા સાહેબ, ડાયરેકટર: ચંડિકા સીનેટોન કું.

ઉદ્યાન બંગલો,
મુંબઈ.

તા. — —૩૯

વિ૦ મેં આપને એક હાસ્યરસિક વાર્તા ફિલ્મ માટે મોકલી હતી. ને તે આપને ખૂબ પસંદ પડી હતી. પણ તેમાં એક મુસ્કેલી ઊભી થઈ હતી. અને તે એ, કે વાર્તામાં એક ડરપોક, ભીરૂ ને બાયલા નાયકનું પાત્ર આવે છે. તેને ઢબનો નાયક આપે ખૂબ ખૂબ શોધ્યા છતાં આપને મળ્યો નહોતો. હજુ યે આપ તેની જ શોધમાં છો.

પણ આજે મને જણાવતાં અત્યંત આનંદ થાય છે કે તે અડચણ મેં દૂર કરી છે. કારણ નાયકનું પાત્ર મેં જેવું ચીતર્યું છે તેવી જ પ્રકૃતિનો એક માણસ મને અચાનક જ મળી ગયો છે. હું આપને કાલે મળીશ. બની શકશે તો તે માણસને પણ હું સાથે લેતી આવીશ.

લિ. આપની
**મંદાકિની**ના વં. મા.

બીજે દિવસે 'સુપ્રભાત'ના અંકમાં મૃદુલા માંકડિયાની મુલાકાત પ્રસિદ્ધ થતાં જ સઘળે ખળભળાટ ને સનસનાટી મચી ગયાં. તે લેખ ભારે ચર્ચાનો વિષય થઈ પડ્યો, એટલું જ નહિ પણ કેટલાક લોકો તો તે વાંચી ખડખડાટ હસી પણ પડયા.

નહિ હસી ફક્ત એક મૃદુલા માંકડિયા. તે ખૂબ ક્રોધે ભરાઇ. રણચંડિકા જેવું સ્વરૂપ ધારણ કરી, ઉગ્ર ચહેરો કરી તે સીધી, સડસડાટ 'સુપ્રભાત'ની કચેરીમાં ગઇ ને તેણે તંત્રીજીની ઢોકળી બરાબર ધોઈ નાખી. આખરે બીજા જ અંકમાં એ સંબંધી દિલગીરી પ્રદર્શિત કરવાનું તંત્રીમહાશયે તેને વચન આપ્યું.

પણ 'સુપ્રભાત'ના તંત્રીજી વિચિત્ર મૂર્તિ હતા. દિલગીરી પ્રદર્શિત કરવાની વાત તેમને મન

કાંદાબટાકા છોલવા જેટલી સહેલી હતી. એમાં તેમને જરા ય નાનમ લાગતી નહોતી. ને મૃદુલાને વચન આપ્યા મુજબ તેમણે બીજા અંકમાં દિલગીરી તો પ્રદર્શિત કરી જ; પણ તે પછી તેમણે બિચારા નાનુભાઇને નોકરીમાંથી લીલું નાળિયેર ને સૂકા ગોળધાણા આપી વિદાય કર્યા.

[ ૪ ]

લગભગ એક અઠવાડિયા બાદ—

સાંજના છ વાગ્યાનો સમય હતો. 'ઇમ્પીરીઅલ સીનેમા'ના કંપાઉન્ડમાંના એક બાંકડાને છેડે એક વ્યક્તિ લમણે હાથ દઈ બેઠી હતી. તેના જોડા ઉપર ધૂળનો થર ચઢ્યો હતો. સૂટને કરચલીઓ પડી ગઈ હતી. ટાઈ ફાટીને ચાથરા જેવી બની ગઈ હતી. વાળ તેલને અભાવે વિખરાઈ જઈ પવનમાં આમતેમ ફરફરતા હતા. શૂન્ય દષ્ટિથી તે વ્યક્તિ આજુબાજુ બહાવરી નજરથી જોઇ રહી હતી.

એ વ્યક્તિ બીજી કોઈ નહિ પણ 'સુપ્રભાત' છાપામાંથી પાણીચું મેળવેલ ગરીબ બિચારો નાનુભાઇ ઊર્ફે સ્વામી હતો. અચાનક નોકરી છૂટી જવાથી તે બેકાર બન્યો હતો. સ્ત્રીજાતિ પ્રત્યેના તિરસ્કારથી અશાંત થયેલું તેનું મન ત્રાસી ગયું હતું. તેને

સમસ્ત નારીસમાજ પ્રત્યે એટલો તો ધિક્કાર વછૂટતો હતો, ને તે એટલો તો વિચારમગ્ન હતો કે પોતે સીનેમા જોવા આવ્યો છે તે વાત પણ તે ઘડીભર તો ભૂલી ગયો. પહેલો ખેલ પૂરો થયો. સીનેમાની બીજી ઘંટડીયે વાગી ગઈ પણ બાંકડા પરથી ઊઠવાનું મન નાનુભાઈને જરાયે થયું નહિ. બાંકડા ઉપર તે બેસીજ રહ્યો.

એટલામાં કોઈકે આવીને નાનુભાઈને ઉદ્દેશી કહ્યું: "ભાઈ, આપને બાજુના મકાનમાં માળ ઉપર બોલાવે છે."

એ સાંભળી વિચારતંદ્રામાં ડૂબેલો નાનુભાઈ એકાએક ચમકી ઊઠ્યો. તેણે ઊંચું જોયું તો ગણવેશમાં સજ્જ થયેલો ફિલ્મ કંપનીનો પટાવાળો સામે ઊભેલો હતો. નાનુભાઈએ ઊંઘમાંથી ઝબકીને જાગતો હોય તેવી રીતે પૂછ્યું: "હં...? ...ત...મે શું કહ્યું ?"

"આપને બાજુના મકાનના માળ ઉપર આવેલી ઓફીસમાં બોલાવે છે." પટાવાળો બોલ્યો.

"પણ કોણ બોલાવે છે તે તો જરા કહે ?" નાનુભાઈએ જરા સત્તાવાહી અવાજે પૂછ્યું.

"અમારાં બાઈસાહેબ !"

"ઓ બાપ રે ! મારા ભોગ લાગ્યા છે કે શું ?

ઓ ભગવાન, હજુ કાંઇ બાકી છે ? વળી કઈ બાક માારૂં રાઈતું કરવાની રહી ગઇ હશે ? હું તો ધારૂં છું કે આખી દુનિયામાંથી સ્ત્રીઓનું નિકંદન જ કાઢવું જોઇએ. જગતમાં એક પણ સ્ત્રી ન રહે તેમ કાંઇક કરવું જોઇએ." એવું વિચારી નાનુભાઇએ ઘડીક માટે તો ત્યાંથી મુઠ્ઠી વાળી ભાગી છૂટવા ધાર્યું, પણ તે વિચાર તેણે તરત જ માંડી વાળ્યો. પછી તેણે પૂછ્યું: "અલ્યા, કયાં બાઈસાહેબ તે તો કહે ? મને તો કોઇ જ બાઇ ને ભાઈ સાથે ઓળખાણ નથી."

"આપ મારી સાથે ચાલો એટલે બધું યે સમજાશે."

નછુટકે નાનુભાઇને પટાવાળાની પાછળ પાછળ જવું પડયુ.

સીનેમાની જોડે જ આવેલા એક આલિશાન મકાનના, છેક છેવટના–ત્રીજા મજલા પર 'ચંડિકા સીનેટોન' કંપનીની ઓફીસ હતી. કંપનીના ડાયરેકટર ને મંદાકિની–બંને જણા ઓફીસમાં બેઠાં બેઠાં નાનુભાઇની રાહ જોઇ રહ્યાં હતાં. નાનુભાઇને કન્યારાશી જેવી ચાલે ને ભીનીપગલે ડરપોકની જેમ દાદર ચઢી પોતાના તરફ આવતો જોઇ બંને જણાં ખડખડાટ હસી પડયાં. નાનુભાઈનું તે

તરફ જરાયે ધ્યાન નહોતું. તે તો જાતજાતના વિચારોમાં મશગૂલ હતો.

"આવો, પધારો." નાનુભાઇને આવકાર આપતાં મંદાકિની બોલી: "અમે તમારી કેટલી બધી રાહ જોઈ! અમારે તમારૂં કામ પડયું છે. પેલે દિવસે મેં 'સુપ્રભાત'ની ઓફીસમાં પણ તમારી તપાસ કરાવી, પણ તમારો તો પત્તો જ નહિ મળે! તમે યે ભાઇશાબ ખરા છો તો? કયાં હતા આટલા દિવસ સુધી? આજે અચાનક જ અમે તમને જોયા એટલું અમારૂં અહોભાગ્ય!"

મંદાકિનીનું લાંબુંલચક ભાષણ સાંભળી નાનુભાઈ દંડાગાર બની ગયા. તેમને શું બોલવું ને શું નહિ તેની ગમ ન પડી. મંદાકિની પાછી બોલી: "બેસો, બેસો, આ ખુરશી પર. આમ ઊભા શું રહ્યા છો? મને ઓળખો છો કે નહિ?"

ખુરશીને અઢેલીને પોતાના કપાળ ઉપર ટપલી મારતાં નાનુભાઇ આખરે બોલ્યો: "અરે, ભાઈ, તમારી ઓળખાણ તો જીંદગીની જીંદગી સુધી ભૂલાય તેમ નથી. મૃદુલા માંકડિયાનો વેશ ભજવીને મારા જેવા ગરીબને નોકરીમાંથી પાણીચું અપાવનાર તમે જ કે કોઇ બીજાં? તમને હસવાનું થયું પણ મારી તો જીંદગી બગડી, જીંદગી! હવે મને

નોકરીએ કોણ રાખશે ?"

એ સાંભળી મંદાકિની મોટેથી હસી પડી ને બોલી: "હવે નોકરી ગઇ તો ગઈ. શિર સલામત તો પાઘડી બહોતેરી ! આમ લપ્પુક શેના થઈ ગયા ? તમારે નોકરી જ જોઇએ છે ને ?"

"હા."

"કેટલા રૂપિયાના પગારની ?"

"પચાસેક રૂપિયા."

"અરે, એટલા શું કામ ? તમને પાંચસો રૂપિયાના પગારની નોકરી અપાવું તો ?"

"તો તો ભાઇ, મારૂં દળદર જ ફીટી જાય ! ત્યારે તો તમારો હું ગુલામ થઇને રહું. કહો તો પછી તમારાં બૂટ સુદ્ધાં પાલીસ કરી આપું. આજે પાંચસોનો પગાર છે કયાં ? મારા જેવા બબુચકને આપે પણ કોણ ?" નાનુભાઇએ બેબાકળા ને ડર-પોક ચહેરે કહ્યું.

એ જોઇ ડાયરેકટર એકદમ ગેલમાં આવી જઈ બોલી ઊઠયા: "મિસ મંદાકિની, બસ આપણને આવો જ ચહેરો જોઇએ છે ! આપણને જે જોઈતું હતું તે હવે મળી ગયું છે. તમે આપણી વાર્તાના પાત્રને ફીટ થાય તેવો આબાદ માણસ શોધી કાઢયો. જોઇએ તો આ ભાઇને સો રૂપિયા પગાર વધારે

આપજો, પણ એમને ગુમાવતા નહિ."

એ સાંભળી મંદાકિની કાંઈ જ ન બોલતાં ફક્ત હળવું હસી. હસતી વેળા તેના ગાલમાં ખાડા પડયા. ડાયરેકટર તે એકીટશે જોઇ રહ્યા. મંદાકિની પણ તેમની સામું ટગર ટગર જોઇ રહી. નાનુભાઇ નીચે જોઈ ભોંય ખોતરી રહ્યા હતા.

*

તે પછી તો ડાયરેકટર તરફથી નાનુભાઇના માનમાં ચાહપાણી થયાં. નાનુભાઇને આ બધું સ્વપ્ના જેવું લાગ્યું. તેને ઘડીભર થયું કે મંદાકિની વળી પાછી પોતાની મશ્કરી તો કરતી ન હોય!

આખરે હિંમતથી મંદાકિનીને ઉલટાવી ઉલટાવી પૂછી જોયું. મંદાકિનીએ સોગંદ ખાઇ સંતોષકારક ખુલાસો કર્યો ત્યારે જ નાનુભાઇનો જીવ હેઠો બેઠો.

ને એ રીતે, એક વખતનો ડરપોક, બીકણ, દુર્બળ, બીરૂ અને સ્ત્રીજાતિથી ડગલે ને પગલે બીતો નાનુભાઇ 'માસ્ટર નાનુ' બન્યો. તેનું–'સ્વામી'નું ભાગ્ય વગર સાબુએ ઉઘડી ગયું!



કથાકલગી

# પલટાતો સમાજ



લખનાર:

**શ્રી રામ**

ફેરવાતા જતા જમાનાનો તાદૃશ ચિતાર રજુ કરતી, પ્રાસાદિક બાનીમાં લખાયલી, રમ્ય, મનોહર સામાજીક વાર્તાઓનો રસાળ સંગ્રહ :: વિદ્વાનો અને વર્તમાનપત્રોએ વખાણ્યો છે :: રૂપેરંગે સુંદર છે. પાકું પૂઠું ૨૫૦ પાનાં. કિ. ૧।। રૂ.


**કથાપરી કાર્યાલય**

**આમલીરાન :: સુરત**

